## જવાહરની ૬૦મી જયંતીએ

રાજકારણના તખ્તા ઉપર એણે પહેલું પગલું જ પૂરા દબદબા સાથે માંડેલું.

કાશ્મીરે એને સૌંદર્ય આપ્યું, મોતીલાલજીએ એને પાણી આપ્યું, સ્વરૂપરાણીએ સૌમ્યતા આપી, વારસાએ એને વિદ્વત્તા-પાંડિત્ય આપ્યાં. સૌનો સુભગ સુમેળ એટલે પંડિત જવાહરલાલ નેહરુ.

યુવાનીના ઉંબરમાંથી જ એ 'યુવકોનો અવાજ' બન્યા. બીજી પચ્ચીસીના પ્રાંગણમાં જ એ કિસાનોનો 'દલિતોનો અવાજ' બન્યા. ૪૦મે વર્ષે એણે 'પરાધીન હિંદનો અવાજ' બનીને સ્વાધીનતાની ઘોષણા પોકારી.

એકાણુ એનાં બળ ને ઉત્સાહને ગાંધીજીએ કિનારા બાંધીને વહાવ્યાં, ભાવનાશીલ ને ઉદાત્ત છતાં આકાશી એના ઉડ્ડયનને ગાંધીજીએ વહેવાર શીખવીને ગંભીર ને ગૌરવશીલ બનાવ્યું. મસ્તક એનું આસમાને ઉન્નત રહ્યું છતાં પગ એના ધરતી પર ઠેરાવ્યા.

એના પાશ્ચાત્ય સંસ્કારોને આ ભૂમિના સંસ્કાર સાથે ગાંધીજીએ કુશળતાથી, ધીરજથી એકરૂપ કર્યાં. ગાંધી જેવા ગુરુને જવાહર જેવો શિષ્ય મળ્યો.

૬૦મે વર્ષે એ 'ગાંધીજીનો અવાજ' બન્યા. આજસુધી પાશ્ચાત્ય સંસ્કૃતિ પ્રત્યે એશિયાનું લક્ષ ખેંચનારે સ્વાધીન હિંદના સૂત્રધાર બન્યા પછી યુરોપના પહેલા જ પ્રવાસમાં 'એશિયાનો અવાજ' પોકાર્યો. પણ એ અવાજ પાછળનો આત્મા તો ગાંધીજીનો હતો.

'My master has taught me' 'મારા ગુરુએ મને શીખવાડ્યું છે.' એમ કહીને એણે અભયનો મંત્રોચ્ચાર કર્યો. યુદ્ધથી ડરી ગયેલી ગોરી પ્રજાને લગભગ નિઃશસ્ત્ર એવા ભારતના આત્માની ભવ્યતાનો ખ્યાલ આપ્યો.

સાધનોની શુદ્ધિથી જ સિદ્ધિની શુદ્ધિ જળવાશે ...ો ગાંધી-પેગામ આપ્યો. એના હૃદયમાં ગાંધી ...ને બોલતો હતો અને એની વાણીમાંથી ટાગોરનું ...મ સરતું હતું—My Master has forbidden me to stand on the way-side and sing the song of the defeated.

ધમકી, હથિયારોના ખખડાટ અને યુદ્ધની ભાષામાં જ સમજનાર વિશ્વસંઘની સભામાં હિંસાની નિષ્ફળતા બતાવીને અહિંસાનો ઇલાજ આગળ ધર્યો.

ગાંધીજી માટે જે શક્ય હતું તે જવાહર માટે શક્ય ન હતું—

માનવજાત જેટલાં જ જૂનાં એનાં દુઃખોનાં રહસ્યો ઉકેલી એનો આખર ને એક માત્ર ઇલાજ આપવાનું.

જવાહર માટે જે શક્ય હતું તે ગાંધીજી માટે શક્ય ન હતું—

જગત ઉપર શાસન કરતી પ્રજાઓને એમની જ ભૂમિ ઉપર એમની જ ભાષામાં એ રહસ્યો સમજાવવાનું, એ જ અને બીજો એકે નહિ એવો ઇલાજ બતાવવાનું.

માનવજાતના ઉત્કર્ષ અર્થે જ પાશવી બની માનવતાનું જ મૂળ કાઢનાર રશિયન સમાજવાદ અને જગત ઉપર પોતાનું સર્વોચ્ચપણું ટકાવી રાખી પોતાનું ઐશ્વર્ય સલામત રાખવા મથતા અમેરિકન મૂડીવાદ વચ્ચે આજે જગત ભીંસાઈ રહ્યું છે, પીડાઈ રહ્યું છે. એવા બે ભીષણ, ભયાનક અને વિનાશક બળો વચ્ચે 'પીડાતી માનવતાનો અવાજ' પોકારતા, 'જગતનો અવાજ' પોકારતા જવાહર શાંતિમંત્રો ઉચ્ચારતા આજે ઊભા છે.

પૂર્વ અને પશ્ચિમના સંસ્કારમેળના એકમાત્ર પ્રતિનિધિ અને જગતની આશાસમા જવાહર ઘણું જીવો.

## કોલંબસ પછીના યાત્રી

આમ જુઓ તો અમેરિકાએ 'જવાહરનો વરઘોડો' કાઢ્યો કહેવાય. ફેર એટલો કે કોઈ વરઘોડો એક દિવસનો, કોઈ બે દિવસનો કે કોઈ ત્રણ દિવસનો હોય જ્યારે અમેરિકાએ જવાહરનો વરઘોડો પૂરા ૨૫ દિવસ ફેરવ્યો. એ તો જેવી જેની સાહ્યબી-




કહે છે કે, દર કલાકે અમેરિકા જવાહર પાછળ ૧૩૦ ડૉલર ખર્ચતું હતું.

કયું હેત ઉભરાઈ જતું હતું અમેરિકાને ? કઈ દોસ્તીને દ્વાવે ? કોણ કહી શકે કે એ સંસ્કારયાત્રા હતી. એમાં જવાહરે અમેરિકા જોયું કે અમેરિકાએ જવાહરને જોયા ? કે એ હતી શોધનયાત્રા ? જવાહરે અમેરિકાનું સંશોધન કર્યું કે અમેરિકાએ જવાહરને સંશોધ્યા ? કોલંબસે અજાણ્યાં અમેરિકા શોધ્યું. જવાહરને અમેરિકાનું સંશોધન કરવા ખુદ અમેરિકાએ આમંત્રણ આપ્યું.

જવાહરનો અમેરિકન પ્રવાસ જગપ્રસિદ્ધ અન્યો ને જગદ્‌ચર્ચા પામ્યો. જ્યારે, જગતનાં બે બળો પૃથ્વીના એકે એક ભાગ ઉપર પોતાનાં લશ્કરી થાણાંની જમાવટ કરી રહ્યાં છે, એકે એક સાધનનો પોતાની સત્તા વધારવા ઉપયોગ કરી રહ્યાં છે, જ્યારે પોતાનાં હિતો સાધવા એકેએક માણસને બહેરૂ બનાવી રહેલ છે ત્યારે—

જ્યારે જગતની પોણા ભાગની પ્રજા અનાજની તંગીથી, કાપડની ખેંચથી, જીવનની જરૂરિયાતના અભાવથી ત્રાસી રહી છે ત્યારે—

જ્યારે યુરોપ ને અમેરિકા યુદ્ધના ભયથી યુદ્ધની તૈયારીમાં પડ્યાં છે ત્યારે—

'એકબીજા' રાષ્ટ્રોનાં હિતો માટે આવા પ્રયાસો યોજાતા પણ હોય છે. પણ આજે રૂપિયા–આના–પાઈમાં જ વિચારનાર માણસ એ પ્રવાસનો કસ કાઢવા બેસે ને કોઈ તત્કાળ ફાયદો ન જોતાં અમેરિકા મૂરખ તો નથી બનાવી ગયું ને ? એવો ભય સેવે તે અસ્થાને નથી જ.

એંગ્લો અમેરિકન બ્લૉક જ નહિ પણ રશિયન બ્લૉક પણ એમ ઇચ્છતો હતો કે હિંદ એ ચીન બને અને જવાહર બીજા ચાંગ-કાઈ-શેક બને. એમાં બન્ને બ્લૉક પોતાના ફાયદા જુએ તે દેખીતું છે. કારણ કે જ્યાં મૂડીવાદ પોતાના ઉગ્ર સ્વરૂપમાં નથી વિકસતો કે એનાં ઉગ્ર પરિણામો નથી દેખાતાં ત્યાં રશિયન સમાજવાદીઓને મૂડીવાદની કૃત્રિમ ભયાનકતા સર્જવી પડે છે. કૃત્રિમ ત્રાસ, કૃત્રિમ જુલમ, કૃત્રિમ અત્યાચારનો વંટોળ પેદા કરવો પડે છે અને જ્યારે એમાં પણ નથી ફાવતા ત્યારે જુલમના પ્રચારક પોતે જ જુલમી બનીને અત્યાચારો શરૂ કરે છે. આજના હિંદી સામ્યવાદીઓ એનો તાદશ્ય નમૂનો છે.

એટલે જો જવાહર બીજા ચાંગ-કાઈ-શેક બને તો તો હિંદી સામ્યવાદીઓને ફાવતું આવે. એ જ રીતે એંગ્લો અમેરિકન બ્લૉકે પણ હિંદને રશિયા સામેની અથડામણમાં બફર (ઊંટિયું) બનાવવા ધારેલું પણ તત્પૂરતા તો બન્ને બ્લૉક નિષ્ફળ ગયા દેખાય છે. પણ એથી એક પણ બ્લૉકે પોતાનું કામ પડતું નથી મૂક્યું. છેવટ ભારતને રાજી રાખીને પણ સરે તેટલું કામ સેરવવું એ વણિકવૃત્તિવાળા એંગ્લો-અમેરિકન બ્લૉકને શીખવવું પડે તેમ નથી.

ત્યારે જવાહરે શું મેળવ્યું ? સૌથી પહેલો અમેરિકાનો નિકટનો પરિચય, ભારત માટે એ દેશની ઉપયોગિતાનો ખ્યાલ, ગાંધીજીનાં સૂત્રોનો પ્રચાર, ભારત પ્રત્યેનો વિશેષ આદર.

પણ કેશમાં–રોકડામાં શું ? અમેરિકા જેવા વેપારી દેશ પાસેથી સસ્તા સોદાની નિષ્ફળતા. વેપારી એટલે અંગનાં લુગડાં પણ ઉતારી લે એવું કડક ભાન.

વિશ્વબેંક પાસેથી વધુ કેટલી લોન મળશે તે તો હવે જોવાનું રહ્યું. ત્યારે સામી બાજુ અમેરિકાની એકેએક ચીજ માટે ૩૪ ટકા વધારે તો આપવાના જ. હાર્ડ-કરન્સીના એકેએક દેશની ચીજોમાં પણ ૩૩ ટકા વધારે આપવાના તે.

અમેરિકા મહાન ઉપકારવૃત્તિથી જે કાંઈ વ્યાજે આપશે તે તમારી પાસેથી વસૂલ કરીને જ તમને આપશે.

આતો નાત ભાતનું જમે છે ને મુસાભાઈનાં વા ને પાણી.

### અભિનંદન કરવાની કળા

જવાહરે અમેરિકામાં જાણે ઓછાં સોનાં ને જર-જવાહર જોયાં હોય તેમ મુંબઈની કોંગ્રેસે રૂ.૬૫) હજારનો અશોકસ્તંભ જવાહરને ૬૧ મી જયંતીએ ભેટ આપ્યો.

એક દિવસ કાકીની રોકકળથી ગામ આખું ભેગું થઈ ગયું. કાકા ગુસ્સામાં ગમેતેમ બકયે જતા હતા. આવનારા સામે ડોળા ઘૂરકાવી લોકો સાથે પણ લડવા મંડયા. આ સામાન્ય રીતે આવું કંઈ થાય ત્યારે જાતે ભાગ્યે જ જતી, એટલે તેણે કોઈકની મારફત તપાસ કરાવી. કાકાએ કાકીને મારી છે એમ સાંભળતાં એ કાકાને ઘેર ગઈ. ગામમાં મારી બાની સૌ કોઈ આમન્યા જાળવતું. એને જોઈને લોકો ખસી ગયાં. મોહનકાકાનું રૌદ્ર સ્વરૂપ પણ કંઈક નરમ પડયું. તેમને સંબોધી બા બોલી,

"મોટાભાઈ, તમે ઘરમાં બેસો." અને લોકોને સંબોધીને બોલી. "ભાઈ, ઘર હોય ત્યાં કોઈ દહાડો હાલ્લાં ખખડે પણ ખરાં. નાનો વહુ બાળક છે એટલે કંઈ ભૂલ થઈ પણ જાય. એમાં આપણે બધા ભેગા થઈ જઈએ એ ઠીક નહિ." એમ કહી લોકોને પાછા વાળી તે ઘરમાં ગઈ. મોહનકાકાને પહેલાં તો બધો ઊભરો ઠાલવવા દીધો. પણ તેણે કહેવા જેવી વાતો ભારપૂર્વક સંભળાવી. કાકીને પાછલે બારણેથી તે મારે ઘેર લઈ આવી. મારા ઘરમાં કોઈ મરદ માણસ નહિ અને હું તો બાળકમાં અણુઉ એટલે મોહનકાકાથી કંઈ વાંધો લઈ શકાય એમ ન હતું. મારી બાને માટે તેમને પણ આદર હતો એટલે બાની એ ડહાપણની વાતો સાભળતાં કાકીના મન પર કંઈક સારી અસર પાડશે એવી પણ આશા તેમના મનમાં ખરી. આથી કાકીને મારી સાથે તેમણે જવા દીધી.

કાકીએ મારી બાને શું શું કહ્યું તે બધું તો હું જાણી ન શકયો પણ મારા કુતૂહલને ખાળવાનું મારે માટે મુશ્કેલ હતું, એટલે બાની નજર ચુકાવી છુપાઈને જેટલું જેટલું સાંભળી શકાય તે બધું મેં સાંભળ્યું. કાકી બિચારી ડૂસકે ડૂસકે રડતી હતી. મેં તેને ડૂસકાં લેતી સાંભળી.

"મોટીબહેન, મને ત્યાં ન મોકલશો, તમને પગે પડું છું. તમે કહેશો તો આખો દહાડો વાસણ માંજીશ, વાસીદું વાળીશ, કપડાં ધોઈશ–પણ ત્યાં મને નહિ મોકલશો."

બાએ તેને ધીરજ આપવા ખૂબ મહેનત કરી, પણ કાકી એકની બે થતી ન હતી. તે બોલતી હતી:

"જોઈએ તો ત્યાં જઈ બે વખતનું રાંધી ખવડાવીશ. કપડાં ધોઈશ, વાસણ માંજીશ પણ મોટીબહેન રાતે તો મારાથી ત્યાં નહિ જ રહેવાય. જો મને ત્યાં મોકલશો તો ગળે ફાંસો ખાઈ મરી જઈશ."

આ વાત સાંભળતાં હું ધ્રૂજી ઊઠયો. તેના શબ્દો હું કયાં આલેખી શકું? તેના શબ્દોમાં કહેલી વેદના તો *મારા આત્માનાં એવા ઊંડાણમાં ઊતરી* ગઈ છે કે આજે તેને યાદ કરતાં તેને માટે એના કરતાં વિશેષ કરુણ સ્થિતિ હું કલ્પી નથી શકતો. એ બિચારી ઉપર તેનો ઘરડો વર શું શું વીતાડતો હશે તેનો આજે જયારે વિચાર કરું છું ત્યારે ત્રાસ થાય છે. એક વ્યકિત બીજી વ્યક્તિ ઉપર સમાજની પૂરી સમ્મતિ સાથે આવો જુલમ ગુજારી શકે? એ ખીલતી કળીના મનમાં કેવા કેવા કોડ હશે, કેવી કેવી અભિલાષા હશે? તેને રાતે જીવતા હાડપિંજરની ગોદમાં જે સમાજ ધકેલી આપે તે સમાજ કેટલો સડેલો, કેટલો હૃદયશૂન્ય થઈ ગયેલો હશે એનો કોઈને ય કેમ વિચાર નહિ આવતો હોય? તે વખતે તો એ અન્યાયની કલ્પના મને કયાંથી આવી શકે? પણ કાકી પર જે જે કંઈ વીત્યું તેણે મારામાં અકાળ ડહાપણ જાગ્રત કર્યું. મારી ઉમ્મર માટે શકય નહિ તેમ જ યોગ્ય નહિ એવી અનેક કલ્પનાઓ હું કરવા મંડયો અને આપણી સમાજવ્યવસ્થાનાં ડગલે ને પગલે અસંખ્ય છિદ્રો જોવા મંડયો.

બાએ તે દિવસે તો મહાપુરાણ કાકીને સમજાવી તેને ઘેર પહોંચતી કરી. મોહન કાકાને જેટલું કહેવાય તેટલું કહી આવ્યાં. થોડાક દિવસ એ પછી કંઈક શાન્તિ જેવું દેખાયું. દરમિયાન અમારા ઘરનાં સૌ જાત્રાએ ગયાં. મારી દાદીમાને ચારે ધામની જાત્રા કરાવવાની મારી બાની તીવ્ર ઇચ્છા હતી, પણ બાને





દોરડાની ગૂડી રાખી, છટાભરી ચાલે તેને જતી જોવા ટેવાયેલી મારી આંખ રોજ રોજ તેને શોધવા મંડી; અને તેમાં નિષ્ફળતા મળવાથી મને મૂંઝવણ થવા મંડી. "કાકી કેમ દેખાતી નથી!" એવો સવાલ મારા મનમાં વારંવાર ઊઠવા મંડ્યો.

એક દિવસ મેં એ અંગે બાને પૂછ્યું. એ સાંભળતાં બા ઘડીક ખંચાઈ. તેના મોં પર કંઈક ફેરફાર થયો હશે—વિષાદની આછી લહર ફરકી ગઈ હશે તે જોવા કે સમજવા જેવી તો મારી શક્તિ ન હતી, પણ બા જરાક ગંભીર થઈ ગઈ હતી એવું તો મને યાદ છે. તેણે જાણે મારો સવાલ સાંભળ્યો ન સાંભળ્યા જેવું કરી મને પૂછ્યું,

"તારી નવી ચોપડી તને ગમી કે! પૂઠું બરોબર ચઢાવ્યું છે ને?"

મેં હા પાડી; પણ પેલો સવાલ મેં ફરીથી પૂછ્યો, એટલે હવે જવાબ આપ્યા વિના બાને છૂટકો ન હતો એમ તેને લાગતાં તે બોલી,

"મોહનકાકાને ત્યાં ઘણા નોકર છે એટલે કાકીને પાણી ભરવું નથી પડતું."

એ જવાબથી મારા મનનું સમાધાન થયું કે નહિ તે યાદ નથી, પણ તરતજ બીજો સવાલ મેં પૂછ્યો.

"પણ કાકી કેમ બહાર નથી દેખાતી? પહેલાં તો બધાને ઘેર જતી આવતી."

"કામ ન હોય એટલે ન આવે." બાએ કહ્યું.

"મંદિરમાં થોડું કામ હોય છે? આરતી વખતે પહેલાં તો તે રોજ આવતી."

મારી પાસે સવાલોના ખોટ નહોતી એ જોતાં બા અકળાઈ, પણ તેણે સ્વસ્થતાથી મને કહ્યું:

"કાકીના ઘરમાં બીજું કોઈ છે નહિ એટલે . છોડીને રોજ થોડું જ અવાય? પહેલાં તો કાકી ..ની હતી એટલે બધાની સાથે ઓળખાણ થાય ..ા રોજ આવતી. હવે તેની જરૂર નથી રહી."

બાના બધા જવાબ બરોબર ન હતા એવું તો મારાથી કહી શકાય એમ ન હતું, પણ મને સંતોષ ન થયો. આમાં કંઈક રહસ્ય છુપાયેલું છે એવું મને લાગવા માંડયું, પણ પૂછવું કોને?

પણ જે વાત મોટેરાઓ બાળક પાસેથી છુપાવે છે તે બાળક મેળવ્યા વિના રહેતું નથી. મારી ઉંમરનાં બીજાં બાળકો કેટલીક બાબતોમાં મારા કરતાં ઘણાં કુશળ હતાં. તેમણે તો અનેક વાતો ભેગી કરી હતી. એ બધી વાતોની ગંભીરતા કે તેના મર્મ કળવાની ત્યારે મારી શક્તિ ન હતી. પણ એટલું યાદ છે કે મોહનકાકાએ કાકીને બહાર જવા-આવવાની મના કરી હતી. શાથી આ મના કરી હતી તે સમજવું મુશ્કેલ હતું. પણ અમે બાળકો અંદરઅંદર એ કોયડો ઉકેલવા મંડ્યાં. અને એમ કરતાં ઘણું ન જાણવા જેવું જાણવા મળ્યું. અમારા-માંના મોટાં બાળકો એને અંગે અનેક ગંદી અને બિભત્સ વાતો અભિનયસહિત અમને સમજાવવા મંડયા, કાકી અને મોહનકાકા અમારે માટે રોજની ચર્ચાનો વિષય થઇ પડયાં.

કેવી કરુણ હતી એ ઘટના? અઠ્ઠાવન વર્ષના વૃદ્ધને તેર વર્ષની પત્ની હોય તો તેનાં શા પરિણામ આવે એ સહેજે સમજાય એવું છે. એવી બાળકી પર શું શું બનતું હશે એની તો કલ્પના પણ ત્રાસ-જનક છે. કાકીને અનેક વખત માર માર્યાની વાતો તો ગામમાં સૌ કોઇ છડેચોક ચર્ચવા મંડયું. એમાં ખરું કેટલું ને ખોટું કેટલું તે કહેવું મુશ્કેલ હતું. પણ કાકી બહાર દેખાતી ન હતી એ વાત તો નક્કી હતી.

હકીકત એમ હતી કે, કાકીના વર્તન અંગે મોહનકાકાને શરૂઆતથી વહેમ ખંધાવા માંડયો હતો. કૂવા પર તે હસતી હતી કે, ફલાણાની નોકરડી સાથે વાત કરવા ઊભી રહી હતી એટલી બાબત પણ મોહનકાકાના વહેમને ઉશ્કેરવા પૂરતી હતી. આથી તેનું બહાર આવવુંજવું કાકાએ બંધ કરાવી નાખ્યું હતું. પણ આટલાથી તેમને સંતોષ ન થયો.



એક દિવસ કાકીની રોકકળથી ગામ આખું ભેગું થઈ ગયું. કાકા ગુસ્સામાં ગમેતેમ બકયે જતા હતા. આવનારા સામે ડોળા ઘૂરકાવી લોકો સાથે પણ લડવા મંડયા. આ સામાન્ય રીતે આવું કંઈ થાય ત્યારે જાતે ભાગ્યે જ જતી, એટલે તેણે કોઈકની મારફત તપાસ કરાવી. કાકાએ કાકીને મારી છે એમ સાંભળતાં એ કાકાને ઘેર ગઈ. ગામમાં મારી બાની સૌ કોઇ આમન્યા જાળવતું. એને જોઈને લોકો ખસી ગયાં. મોહનકાકાનું 'રૌદ્ર' સ્વરૂપ પણ કંઈક નરમ પડયું. તેમને સંબોધી બા બોલી,

" મોટાભાઈ, તમે ઘરમાં બેસો. " અને લોકોને સંબોધીને બોલી. " ભાઈ, ઘર હોય સૌ કોઈ દહાડો હાલ્લાં ખખડે પણ ખરાં. નાની વહુ બાળક છે એટલે કંઇ ભૂલ થઇ પણ જાય. એમાં આપણે બધા ભેગા થઇ જઇએ એ ઠીક નહિ. " એમ કહી લોકોને પાછા વાળી તે ઘરમાં ગઇ. મોહનકાકાને પહેલાં તો બધો ઊભરો ઠાલવવા દીધો. પણ તેણે કહેવા જેવી વાતો ભારપૂર્વક સંભળાવી. કાકીને પાછલે બારણેથી તે મારે ઘેર લઇ આવી. 'મારા ઘરમાં કોઇ મરદ માણસ નહિ અને હું તો બાળકમાં ગણાઉં એટલે મોહનકાકાથી કંઈ વાંધો લઇ શકાય એમ ન હતું' મારી બાને માટે તેમને પણ આદર હતો એટલે બાની બે ડહાપણની વાતો સાંભળતાં કાકાના મન પર કંઇક સારી અસર પડશે એવી પણ આશા તેમના મનમાં ખરી. આથી કાકીને મારી સાથે તેમણે જવા દીધી.

કાકીએ મારી બાને શું શું કહ્યું તે બધું તો હું જાણી ન શક્યો પણ મારા કુતુહલને ખાળવાનું મારે માટે મુશ્કેલ હતું, એટલે બાની નજર ચુકાવી છુપાઇને જેટલું જેટલું સાંભળી શકાય તે બધું મેં સાંભળ્યું. કાકી બિચારી ડૂસકે ડૂસકે રડતી હતી. મેં તેને ડુસકાં લેતી સાંભળી.

" મોટીબહેન, મને ત્યાં ન મોકલશો, તમને પગે પડું છું. તમે કહેશો તો આખો દહાડો વાસણ માંજીશ, વાસીદું વાળીશ, કપડાં ધોઇશ—પણ ત્યાં મને નહિ મોકલશો. "

બાએ તેને ધીરજ આપવા ખૂબ મહેનત કરી, પણ કાકી એકની બે થતી ન હતી. તે બોલતી હતીઃ

" જોઇએ તો ત્યાં જઇ બે વખતનું રાંધી ખવડાવીશ. કપડાં ધોઇશ, વાસણ માંજીશ પણ મોટીબહેન રાતે તો મારાથી ત્યાં નહિ જ રહેવાય. જો મને ત્યાં મોકલશો તો ગળે ફાંસો ખાઈ મરી જઈશ. "

આ વાત સાંભળતાં હું ધ્રૂજી ઊઠયો. તેના શબ્દો હું કયાં આલેખી શકું ? તેના શબ્દોમાં કહેલી વેદના તો મારા આત્માનાં એવા ઊંડાણમાં ઊતરી ગઇ છે કે આજે તેને યાદ કરતાં તેને માટે એના કરતાં વિશેષ કરુણ સ્થિતિ હું કલ્પી નથી શકતો. એ બિચારી ઉપર તેનો ઘરડો વર શું શું વીતાડતો હશે તેનો આજે જયારે વિચાર કરું છું ત્યારે ત્રાસ થાય છે. એક વ્યક્તિ બીજી વ્યક્તિ ઉપર સમાજની પૂરી સમ્મતિ સાથે આવો જુલમ ગુજારી શકે ? એ ખીલતી કળીના મનમાં કેવા કેવા કોડ હશે, કેવી કેવી અભિલાષા હશે ? તેને રાતે જીવતા હાડપિંજરની સોડમાં જે સમાજ ધકેલી આપે તે સમાજ કેટલો સડેલો, કેટલો હૃદયશૂન્ય થઇ ગયેલો હશે એનો કોઇને ય કેમ વિચાર નહિ આવતો હોય ? તે વખતે તો એ અન્યાયની કલ્પના મને કયાંથી આવી શકે ? પણ કાકી પર જે જે કંઈ વીત્યું તેણે મારામાં અકાળ ડહાપણ જાગૃત કર્યું. મારી ઉમ્મર માટે શકય નહિ તેમ જ યોગ્ય નહિ એવી અનેક કલ્પનાઓ હું કરવા મંડયો અને આપણી સમાજવ્યવસ્થાનાં ડગલે ને પગલે અસંખ્ય છિદ્રો જોવા મંડયો.

બાએ તે દિવસે તો મહાપુરાણ કાકીને સમજાવી તેને ઘેર પહોંચતી કરી. મોહન કાકાને જેટલું કહેવાય તેટલું કહી આવ્યાં. થોડાક દિવસ એ પછી કંઈક શાન્તિ જેવું દેખાયું. દરમિયાન અમારા ઘરનાં સૌ જાત્રાએ ગયાં. મારી દાદીમાને ચારે ધામની જાત્રા કરાવવાની મારી બાની તીવ્ર ઇચ્છા હતી, પણ બાને





તકલીફ પડે, તેમ જ હું નાનો હતો એટલે મુસાફરીમાં માંદો થઈ જાઉં એવાં એવાં કારણોએ દાદીમા એ વાત નીકળે કે તરત જ દબાવી દેતી. પણ આ વખતે તો બાએ જીદ પકડી. પ્રેમની જીદ આગળ દાદીને હારવું પડ્યું હરદ્વારથી રામેશ્વર અને પુરીથી દ્વારકા સુધીનાં બધાં ધામો અમે ફરી આવ્યાં. એમાં અમારાં બે-એક વર્ષ નીકળી ગયાં. એ જાત્રામાં મને જે કંઈ જાણવાનું અને શીખવાનું મળ્યું તેની સરખામણીમાં અત્યાર સુધી બીજું જે કંઇ હું શીખ્યો છું તે અતિ અલ્પ લાગે છે. મારું ભણતર બગડશે એવી દલીલ પણ મારી બા આગળ કરવામાં આવેલી, પણ બાએ તેને મીઠું હસી ઉડાવી દીધેલી. ત્યારે મને કલ્પના પણ નહિ કે, બા રોજ મને કલાક નિયમિત રીતે ભણાવશે—એટલું જ નહિ, પણ દાદીમા પાસે પણ રોજરોજ તેના જમાનાની ઝીણી ઝીણી વાતો કહાવી મને જીવતો ઇતિહાસ શીખવશે! હા, શાળામાં બાળકોના સંસર્ગનો જે લાભ મળત તે મેં એ બે વર્ષ ગુમાવ્યો—પણ તેના બદલામાં જે કંઇ મેળવ્યું તે અદ્ભુત હતું. એ બધું લખવા જાઉં તો એક આખો ગ્રંથ ભરાય!

અમે જ્યારે જાત્રામાં હતાં ત્યારે મને વારંવાર કાકીના વિચાર આવતા. મોહનકાકા કાકીને હજુ પણ મારતા હશે?—એવું કોઈ કોઈ વખત બાને હું પૂછતો ને તે મીઠાશથી મને કહેતી:

"રોજ રોજ કોઇ થોડું જ મારે? એ તો કાકીને ઘર યાદ આવે ને ઘેર જવાની જીદ કરે એટલે મોહન કાકા ચીડાય. કાકી જાય તો ઘરમાં રાંધે કોણ? એથી તો કાકા પરણ્યા. એટલે કાકાએ અકળાઇને તે દહાડો જરા ઢોલધાપટ કરી પાડી. હવે કાકા એવું નહિ કરે"

બા મોહનકાકાનો આમ શાથી બચાવ કરતી હતી એવી આપણને સ્હેજે શંકા થાય. બાની [illegible] આપણે હોત તો કોઈ નાના બાળકના [illegible]વા સવાલોનો આપણે શો જવાબ આપત તે જો [illegible]રીએ તો મારી બા મને જે જવાબ આપતી હતી તે અંગે તેનો દોષ કાઢવાનું ભાગ્યે જ મન થાય. ટૂંકમાં એ સામાજિક દુર્ઘટના મારા મનમાંથી ભૂંસી નાખવા બાએ બને તેટલું કર્યું અને મારે કબૂલ કરવું જોઇએ કે, જ્યારે જાત્રામાંથી અમે પાછાં વળ્યાં ત્યારે કાકી પર જે ગૂજર્યું હતું તેની તો મને સ્વપ્ને પણ કલ્પના આવી શકે તેમ ન હતું. મને તો હતું કે અમે જઇશું કે તરત કાકી હસતી હસતી દોડી આવશે. મેં કાકી માટે જાત્રામાંથી સરસ બંગડીઓ બાને કહીને લેવડાવી હતી. મને હતું કે, એ જોતાં તે ખુશ ખુશ થઇ જશે. બાએ પણ સૌને માટે લીધી હતી તેમ કાકી માટે સરસ કંકાવટી આણી હતી. કોઇ પણ જાતના અકસ્માત વિના સાજાંસમાં અમે જાત્રાએથી પાછાં વળ્યાં એ વખતના અમારા આનન્દની કલ્પના કરવા જેવી છે. અમે કેવાં ખુશ-ખુશાલ હતાં! ગામમાં આવતાં તો ઘેરે જાણે મેળો ભરાઇ ગયો.

પણ એ બધાંમાં એક જણને મારી આંખ શોધી શોધીને થાકી પણ તેને નિરાશા જ સાંપડી. મોહનકાકા તો વૃદ્ધ હોઈ ન દેખાય એ સમજાય એવું હતું. પણ કાકી તો આવ્યા વિના રહે જ નહિ. મને થયું કે, કાકાએ મના કરેલી હોવી જોઇએ પણ જ્યારે મેં હકીકત જાણી ત્યારે હું આભો જ બની ગયો.

એ હૃદયભેદક ઘટના કેવા શબ્દોમાં કહેવી તે મને નથી સમજાતું. અમારા ગયા પછી કાકી પર જે કંઇ વીત્યું હતું તે આપણી માણસાઇને લજવે એવું હતું. કાકાનો વહેમ વધતોવધતો ઘરના નોકરો સુધી પહોંચ્યો. આથી નોકરોને ઘરમાં આવતા બંધ કર્યા; પણ નોકરડીઓ ચાલુ રાખી. પછી કાકાને નોકરડીઓ પર પણ વહેમ આવવા માંડ્યો. તેમની મારફત કાકી ગામના જુવાનો સાથે સંદેશા ચલાવે છે એવું તેમના મનમાં ભૂત ભરાયું. એટલે નોકરડીઓને બંધ કરી. પણ કાકાને ઉઘરાણીએ કે કામ પ્રસંગે અવારનવાર બહાર જવું પડતું. રાતવાસો બીજે થવાનો હોય તો કાકીને કાકા સાથે રાખતા, પણ થોડા કલાક માટે બહાર જવાનું થાય ત્યારે કાકાને અનેક મુશ્કેલી દેખાતી. એમાંથી એમણે એક સહેલો તોડ કાઢ્યો. કાકીને તે ઘરમાં પૂરી જતા! આ બધાંની અસર



કાકીના મન પર બહુ માઠી થઈ. અગાઉ તેના મનમાં જે કશું જ ન હતું તે હવે બળપુર્વક તેના મનને હચમચાવવા મંડયું. તેની આંખમાં ભયંકર વિકળતા દેખાવા માંડી. દિશાએ જવાને નિમિત્તે કે એવા અન્ય કારણે જગત સાથે તેણે સંપર્ક ચાલુ જ રાખ્યો. ગામના રખડેલ જુવાનો, ગુંડાઓ વગેરે એની સાથે સંપર્ક સાધવાની તક શોધતા જ રહ્યા. એક સ્થિતિ એવી આવી પહોંચી કે જ્યારે કાકાનો તે છડેચોક અનાદર કરવા મંડી. ઘરમાં રોજરોજ ઝઘડા ને મારપીટ સામાન્ય બની ગયાં. એક વાર તો કાકાએ ભારે હેવાનિયત કરી. બન્ને જાંઘ ઉપર કાકીને તેમણે ડાંભી ગામ આખામાં હાહાકાર મચી ગયો. પણ ન તો કાકાને કોઈએ ઠપકો આપ્યો ન કાકીને કોઈએ મદદ કરી.

આ બધા ત્રાસથી અકળાઈ કાકી એક વખત ભાગી ગઈ. એક મહિને પોલિસને તેનો પત્તો મળ્યો. મુંબઈના એક વેશ્યાગૃહમાંથી તેને પાછી લાવવામાં આવી. જે થોડીઘણી પણ લાજશરમ પોતાની આંખમાં હતી તે બધી કાકીએ હવે જતી કરી. ભયંકર રીતે કાકીને મારઝૂડ શરૂ થઈ ગઈ. પોતે એ કામ બરાબર ન કરી શકે તો નોકરો માર્ફત પૈસા આપીને તે કરાવવા મંડયા. પરિણામે કાકીનું મગજ ફટકી ગયું. કપડાંનો તેણે સદંતર ત્યાગ કર્યો, ઘરમાં જાણે કોઈ ભૂતાવળ હોય એવી કારમી સ્થિતિ આવી પડી, અને એ સંજોગોમાં કાકાનું મૃત્યુ થયું. કાકાના મૃત્યુ બાદ તરત જ તેમના કોઈ દૂરના પીતરાઈએ આવીને કાકાની મિલકતનો કબજો લીધો. કાકી તો ગાંડા જેવી, કોઈવાર ચીંથરેહાલ હાલતમાં તો કોઈ-વાર નગ્ન દશામાં ગામમાં ભટકવા મંડી. આવી કરુણાજનક હાલતમાં આવી પડેલી સ્ત્રીનું શરીર પણ જેને અસ્પૃશ્ય નહિ જણાય એવા હેવાનોની કામવાસનાનો ભોગ બની ગયું. કાકી ભયંકર રોગમાં પટકાઈ પડી. અમે આવ્યાં ત્યારે કાકીની આ દશા હતી!

આ વાત સાંભળતાં મારું અન્તર કંપી ઊઠ્યું. કાકીને મળવાની અને તીવ્ર ઉત્કંઠા થવા માંડી. જાત્રામાંથી જે પ્રસાદ અમે લાવ્યાં હતાં તે તેને આપીશ, ને કાકી એને પ્રતાપે સાજી થઈ જશે એવો બાળસુલભ એક મુગ્ધ વિચાર મારા મનમાં ઘૂંટાવા માંડયો. આથી ગજવામાં પ્રસાદનું પડીકું રાખી કાકીની શોધમાં તક મળતાં હું નીકળી પડયો. ગામ બહાર હું નીકળી ગયો પણ કાકી કયાંય દેખાઈ નહિ હું ખુબ ભટકયો અને થાકી પાછો વળતો હતો ત્યાં તળાવ પરના વડમાંથી કોઈના હાસ્યનો અવાજ મારે કાને પડયો. તે બાજુ મેં નજર કરી તો મને કોઈ દેખાયું નહિ. ઘડીભર તો મારી છાતી ધડકી ઊઠી, પણ તરત જ મનને સ્વસ્થ કરી હું વડની દિશામાં ગયો. ફરીથી તે અટ્ટહાસ્ય સંભળાયું. મેં ધારીને જોયું તો વડની એક ડાળી પર કોઈ ચીંથરેહાલ બાઈ બેઠી હતી. જોતાં ત્રાસ થાય, બીક લાગે એવો તેનો દેખાવ હતો. તરત જ મેં તેને ઓળખી પાડી. હા! કાકીની આ દશા! મારી આંખમાં ઝળઝળિયાં આવી ગયાં. ઉતાવળે પગલે હું વડ નીચે ગયો. મેં મીઠે સાદે કહ્યું,

"કાકી, તમારે માટે હું જાત્રામાંથી પ્રસાદ લા યો છું." એ સાંભળતાં જ કાકી ખડખડાટ હસી, ને જોરથી મારા તરફ થૂંકી. કંઈક ગંદું તે બોલી પણ ગઈ. મેં તે તરફ દુર્લક્ષ કર્યું. કાકીને પ્રસાદ ખવડાવ્યા વિના ન જ જવાનો મેં સંકલ્પ કર્યો. તેને ઉપરથી ઉતારવી કેવી રીતે એ મારે માટે સમસ્યા જેવું થઈ પડયું. થોડોક વખત માથાફોડ કરી અંતે મેં ઉપર ચઢવાનો વિચાર કર્યો. મને ઉપર ચઢતો જોઈ તે ગાળ દેવા અને ગંદા અભિનય કરવા મંડી. મેં મીઠાશથી કાકીને કહ્યું:

"કાકી મને ન ઓળખ્યો ? હું તો નર્મદાબાનો નરુ. ભૂલી ગયાં મને ?"

આ સાંભળતાં કાકી ઘડીભર ચૂપ થઈ ગઈ. જાણે કંઈક યાદ કરતી હોય તેમ દેખાઈ ને તરત "એ મારી મોટી બહેન" બોલતી તે રડી પડી. મને આથી હિમ્મત આવી. મને થયું કે બાનું નામ સાંભળતાં એનું ભાન





પાછુ આવતું હતું બાએ કાકીની શક્ય તેટલી કાળજી ગખી હતી. કાકીને એમની સારી એવી હૂંફ હતી એ કારણે કે ગમે તે બીજે કારણે પણ તેમના નામોલ્લેખથી કાકી શાન્ત થઈ ગઇ. હું તેની પાસે ગયો. તેને ભાન આવ્યું હોય એમ દેખાયું. કેવી કરુણ હતી તેની આંખ! એ વેદનાભરી આંખની સ્મૃતિ મને આજ સુધી અસ્વસ્થ કરતી રહી છે અને જીવનભર અસ્વસ્થ કરતી રહેશે. મે મારાથી બને તેટલી મૃદુતાથી કાકીને બાની જાત્રાની વાત કહેવા માંડી. તેનું ભાન પાછુ જતું રહે તે પહેલાં મારે તેને પ્રસાદ ખવડાવવો હતો એટલે તરત જ મેં ગજવામાંથી પેલુ પડીકુ કાઢયું. કોઇ પણ જાતની આનાકાની વિના તે પ્રસાદ ખાઈ ગઇ. મને આથી હિમ્મત આવી. તેનું શરીર દુર્ગંધ મારતું હતું છતાં તે તરફ દુર્લક્ષ કરી હું કાકીની વધુ નજીક બેઠો. સહસા કાકી મને ભેટી પડી, અને હું કંઈ પણ કરી શકું તે પહેલા મારા કપાળ ઉપર તેણે જોરથી ચુમ્બન કર્યું! વિશ્વની સકલ વેદના ઉષ્ણ નિઃશ્વાસ રૂપે જાણે મારા કપાળ ઉપર ઠરી ગઇ! એ ચુમ્બન હું કદી ભૂલી શકીશ નહિ. મારે માટે જાણે એમાં મારી જીવનદીક્ષા હતી મારી આંખમાં આંસુ આવી ગયાં. કાકીએ મને તરતજ છોડી દીધો. મને રડતો જોઇ તે બોલીઃ

"રડે છે નરુ? રડ, ભાઇ રડ." એને એમ બોલી એ ચૂપ થઈ ગઈ. શુ કરવું તે ન સમજાતાં હું ઘડીભર ત્યાં ચૂપ બેઠો. સહસા કાકી એક વડવાઇ સાથે ટીંગાઇ જમીન પર કૂદી પડી અને તળાવની પાળે દોડવા મંડી. નિઃશ્વાસ નાખતો હું ઘેર આવ્યો.

અને એ પછી કલાકમાં જ સમાચાર આવ્યા કે કાકી તળાવમા ડૂબી ગઇ હતી! એની અન્ત્યેષ્ટિ સરકાર બાના આગ્રહથી સારી રીતે થયા. પણ આત્માએ છોડી દીધેલા શરીરને સંસ્કાર કરાવો તો પ શુ ને ન કરાવો તોય શુ!

મને ખાત્રી છે કે, કાકીએ આત્મહત્યા જ કરી હતી મારી સાથેના પ્રસંગથી તેની સ્મૃતિ પાછી જાગી હોય, તેને પોતાની દશાનું ભાન થયુ હોય, અને અપાર ગ્લાનિ, લજ્જા ને વેદનાથી તેનું મન ભરાઇ ગયુ હોય અને તેણે આપઘાત કર્યો હોય એ અસભવિત નથી. પોતાના ભવ્ય બલિદાનથી કાકીએ બીજાનું શુ કલ્યાણ સાધ્યું હશે તેની તો મને ખબર નથી, પણ મને તો તે જીવનની અખૂટ વેદનાના દર્શન કરાવી ગઈ. જ્યાં હો ત્યાં કાકીના આત્માને શાન્તિ હજો એવી પ્રાર્થના રોજ ઊઠતાં અને સૂતાં હું કરું છુ આવી કેટલી અધી કાકીઓ આજે પણ જગતમાં વેદનાભર્યું જીવન ગાળી રહી હશે!"

[ ક્રમશઃ ]



# પ્રથમ ચુમ્બન

સ્તબ્ધ થઈ દશે દિશા કરી નેત્ર નત,
પંખીઓએ બંધ કર્યાં ગાવાં સહુ ગીત.
શાન્ત થઇ ગાયે વાયુ–જલકલસ્વર
ઘડીકમાં થંભી ગયો, વનનો મર્મર
વનના મર્મરમહીં ભળી ગયો ધીરે
નિસ્તરંગ તટિનીના જનશૂન્ય તીરે.
નિઃશબ્દે પ્રદોષચ્છાયે ઢળ્યો ધરણીપે
નિઃસ્તબ્ધ ગગનપ્રાન્ત નિર્વાક ત્યાં ધીમે
તે ક્ષણે બારીએ મારી નીરવ નિર્જન
અમારું ઉભયતણું પ્રથમ ચુમ્બન.
દિશાએ દિશાએ બજી ઊઠયો એકાએક
દેવાલય આરતીનો શંખઘંટારવ.
અનન્ત નક્ષત્રલોકે વ્યાપી ગયો કમ્પ
છલકાઈ ઊઠયાં અમ નેત્રે અશ્રુજલ.

(રવીન્દ્રનાથ ઠાકુર)

(અનુઃ સુરેશ જોષી)

# આપણું જાણીતું પ્રાણી નોળિયો

પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ

આ પ્રાણીને જબાદના કુટુમ્બમાં લેવામાં આવ્યું છે છતાં તેને જબાદના શરીરના બાંધાથી અને તેને ગંધગ્રન્થીનો અભાવ હોવાને લઈને તેની પ્રજનનેન્દ્રીયથી તથા તેના પગ અને કાનના ઘાટથી જુદાં પાડી શકાય છે.

નોળિયાના કાન ઘણેભાગે અર્ધ ગોળાકારના અને એટલા નાના હોય છે કે કપાળથી ઊંચે બહાર નીકળતા નથી. વળી તેના કાનમાં જોઈ શકાય એવા કેટલાંક આડાઅવળાં પડો આવેલાં છે કે જે પડો એક બીજા ઉપર ગોઠવાવાથી તેના કાનનો અંદરનો ભાગ બિલકુલ ઢાંકી દઈ શકે છે. આવા પ્રકારની રચના ઝાડ કે જમીન ઉપર વસતાં જબાદ કે વણિયરને હોતી નથી. નોળિયા બનતા સુધી પોતે જ ખોદેલાં ઘાંતમા વસે છે એટલે આવી કાન ઢાંકવાની રચના ઘાંત ખોદતી વખતે ઝીણી માટી ન જવા દેવા માટે હોય એમ મનાય છે.

નોળિયાને પગે પ્રમાણમાં ઘણા લાંબા નહોર હોય છે, કે જે નહોર આગલા પગમાં વધારે દેખાતા હોય છે. આંગળાની છેલ્લી જોડમાં એવી રગો આવેલી નથી કે જેથી કરીને તે તેના નખ જમીન ઉપરથી ઊંચા લઈ શકે અથવા તો તે નહોર ચામડીના ઢાંકણવાળા પણ નથી એટલે બહાર ચોખ્ખા વરતાય છે. આપણા નોળિયાને પાંચ આંગળાં છે તેમાં મુખ્ય ચાર આંગળાં બરાબર પુષ્ટ થયેલા જોવામાં આવે છે. જ્યારે અંગૂઠો અને પહેલી આંગળી નાનાં હોય છે. વળી ચારે આંગળાં ચામડીના પાતળા પડથી વચ્ચે જોડાયેલાં છે અને તળિયાં બાલ વગરનાં હોય છે. પણ જ્યાં પેની છે તે બાલથી ઢંકાયેલી રહે છે.

આ પ્રાણીને ગંધગ્રન્થીનો અભાવ છે પણ ગુદાગ્રન્થી મોજુદ છે. અને આ ગ્રન્થીનું પ્રવાહી ગુદાની બન્ને બાજુ આવેલાં છિદ્રોદ્વારા એક કોથળામાં જમા થાય છે. પણ નાની જાતના નોળિયામાં આ ગ્રન્થી બહુ સહેલાઈથી જોઈ શકાય એવડી મોટી નથી હોતી. ગુદાગ્રન્થીમાંથી નીકળતું પ્રવાહી દ્રવ્ય બહુ દુર્ગંધ મારતું અને ઘણી વખત તો આપણું નાક સહન ન કરી શકે એવી બદબો મારતું હોય છે. નોળિયાની ખાસિયત પોતાની આ કોથળીને પોતાના ચાલવાના રસ્તામાં આવતી વસ્તુઓ સાથે ઘસવાની છે. જેથી એમ માની શકાય છે કે આ ગ્રન્થીનો હેતુ તેની પાછળ વાસની કેડી મૂકતા જવાનો હોય કે જેથી નોળિયો પોતાની આસપાસની ચીજો ચોક્કસ રીતે પિછાની શકે. આથી કરીને નજરે જોયા વિના પોતે જે રસ્તા ઉપર થઈ ફર્યો હોય તે તરત જ વરતી શકે છે. આ સિવાય એક જાતનો નોળિયો એવો છે કે જેને પોતાની દુર્ગંધગ્રન્થીમાંથી ઘણે દૂર સુધી પ્રવાહી ફેંકવાની ખાસિયત છે. આમ કરવાથી દુશ્મનનો સામનો કરી બચાવ કરી શકે છે. આપણા નોળિયામાં આ ખાસિયત કેટલે દરજ્જે હોય છે તે માલુમ પડ્યું નથી.

નોળિયો આપણાં ઘણાં પિછાનવાળાં પ્રાણીઓમાંનું એક પ્રાણી છે. તેને લંબાઈવાળું શરીર અને લાંબા વાલવાળું પૂંછડું હોય છે. જે લાંબા બાલમાં ઘેરો અને આછો બન્ને રંગ હોવાથી તેને રાખોડી તલકાં અને કાળાં તલકાંનો દેખાવ આપે છે. તેનું માથું અણીદાર મોંનાળ અને બેઠેલા નાકવાળું હોય છે અને મોંનાળમાં એવી ગોઠવણ હોય છે કે જયારે દાંત સાફ કરવા હોય ત્યારે હોઠને ઉપાડી શકાય.

## મોટો નોળિયો

હિમાલયની તળેટીથી કન્યાકુમારી સુધી આ પ્રાણી જોવામાં આવે છે. અને વાદી લોકો પાસે તો ઘણી વખત આ નોળિયો જોવામાં આવે છે. તેના શરીર ઉપર જે ભાત પડે છે તે તેના વાળમાં ઉપર કહ્યું તેમ હલકા ઘેરા રંગના મિશ્રણથી બને છે. તે રંગ સાવ કાળો રાખોડી અથવા કથ્થાઈની ઝાંયવાળો હોય છે. આ રંગ તેના ચહેરા અને પગ ઉપર બહુ બારીક ભાતવાળો અને બરડા ઉપર ખરબચડો તથા પેટાળમાં કાં તો હોતો નથી અથવા બહાર તરી નથી આવતો.





આ નોળિયાની લંબાઈ લગભગ ત્રણ ફીટની છે. તેમા અઢાર ઈન્ચની ફકત પૂછડીની જ લંબાઈ છે. સાધારણ રીતે વજનમાં લગભગ ત્રણ શેર તેળે છે અને નર, માદા કરતાં ઘણો મોટો અને વધારે વજનમા હોય છે.

સાધારણ રીતે નોળિયો વનવગડાનો વાસી છે પણ વાડીબગીચામાં તે જરૂર વસવાટ કરે છે. તેના રહેવા તથા સંતાવાની જગ્યા મોટા પાણાની ચિરાડો અને પોલાણ. મોટાં ઝાડ ઝાળાં અથવા જમીનમાં પોતાને માટે ઘાત ખોદી લે છે અને જો ઉધઈનો ખાલી રાફડો મળી જાય તો તે તેમાં રહેવાનો પોતાનો હક જતો કરતો નથી. એ સિવાય મોટાં મૂળિયાં નીચેની પોલો અને કયરેક ઘરનાં છાપરાં તથા અવાવરું મેડાને પણ રહેણાક માટે પસંદ કરી લે છે.

તે વિવિધ પ્રકારનો ખોરાક ખાય છે. ઉંદરડાં સાપ, ગરોળા, દેડકાં, જીવાત, વીછી, કાનખજૂરા અને ટૂંકમાં જેને તે મારી શકે તેવાં બધાં જીવજંતુથી પેટ ભરી લે છે. અને જો નાનાં પંખીના ઇંડાં મળી જાય તો તે તેનો અમુક સ્વાદ લઇ લે છે અને કયારેક તો વનસ્પતિ તથા કંદમૂળનો રસ લઇ લે છે. મુડદાલ માંસ પણ છોડતા નથી. મોટા શિકારી પ્રાણીના મારણના વધેલા ભાગ ઉપરથી માંસ ઉખેડતાં અને ખાતાં ઘણી વખત* જોવામાં આવે છે નોળિયો દિવસે જ શિકારની શોધમા નીકળે છે અને જ્યારે માણસની હાજરીથી ટેવાઈ જાય ત્યારે તેની બિલકુલ દરકાર રાખતો નથી. બહુ જિજ્ઞાસુ સ્વભાવવાળો હોવાને અંગે તેનામાં ચપળતા બહુ છે. આથી તે પોતાના ઘાતથી ભાગ્યે જ દૂર ફરતો માલુમ પડે છે. આ પ્રાણી ઘણી વખત રમત ઉપર ચઢી જાય ત્યારે ભૂખ કરતાં ઘણાં વધારે જીવને મારી નાંખે છે. કોઇ વખત મુરઘાખાડા કે કબૂતરનાં ખોખાંમાં પેસી જવાનું મળ્યુ હોય તો તેમાં વસતા (પુરાતા) તમામ મુરઘાં કે કબૂતર મારી નાંખે છે. સાપ અને ઉંદર જેવાં પ્રાણીને મારી નાંખવાની તેની ચપળતા તો જગજાહેર છે. એટલે આ ગુણને લઇને ઘણા દેશમાં તેની વસ્તી વધારવા માટે છોડવામાં આવ્યો છે. એમાં દરેક ઠેકાણે તેનાં સારાં પરિણામ આવ્યાં છે એવું કોઈ નથી.

નોળિયા અને સાપની લડાઈના ઘણા દાખલા મળી આવે છે. નોળિયો સાપનું ઝેર પચાવી શકે છે એ બાબત ઉપર ઘણું સાહિત્ય મળી આવે છે. આપણી બાજુ તો એવી સજ્જડ માન્યતા છે કે જ્યારે નોળિયાને સાપ કરડે તુરત જ એક જડીબૂટી શોધી ખાઇ લે છે, જેથી તેને ઝેર અસર કરતું નથી. આ જડીબૂટી 'નોળવેલ' ના નામથી પ્રખ્યાત છે. આ માન્યતા સત્યથી વેગળી છે. પણ એટલું તો કબૂલ રાખ્યા વિના ચાલે તેમ નથી કે તેને આ ઝેર પ્રમાણમાં ઓછી અસર કરે છે. આ કારણને લઈને ઘણા મોટા પ્રમાણમાં તે ઝેર પચાવી શકે છે. પણ આથી એમ તો ન જ કહેવાય કે તેને સાપનું ઝેર કાંઈ અસર જ કરતું નથી. જો સાપ નોળિયાને બરાબર કરડયો હોય અને ઝેર તેના શરીરમાં પસરી ગયું હોય તો જેમ સાપનું ઝેર બીજાં પ્રાણીને મારી નાંખે છે તેમ નોળિયો પણ મરી જાય. છતા એટલું કહ્યા વિના ચાલે તેમ નથી કે કેટલાક ગરમ લોહીવાળા જેવાં કે કુક્કર કે બીજાની સરખામણીમાં નોળિયાને એટલું ઝેર ચઢતાં વધારે વખત લાગે છે. દાખલા તરીકે બિલાડીને કૂતરા કરતા ઝેર ચઢતા વધારે વખત લાગે છે. જ્યારે કુક્કર ને બિલાડી કરતાં પણ વધારે વખત લાગે છે. નોળિયો પોતાના અતિ ચપળ સ્વભાવને લઇને સાપની દાઢને પોતાના શરીરમાં લાગવા દેતો નથી. આ કારણને લઇ તે સાપ ઉપર વિજય મેળવે છે.

જ્યારે સાપ કરડવા માટે ઝાવુ મારે ત્યારે નોળિયો તે હૂમલામાંથી બચવા માટે બાજુમાં કૂદી જાય છે અને સાપ પાછો ફરી ઝાંવુ નાંખવા તયાર થાય તે પહેલાં નોળિયો તેના ઉપર હૂમલો કરી તેની ગરદન પકડી તેના તીક્ષ્ણ દાંતથી તેનું માથું ચાવી નાંખે છે. સાપ નોળિયાને જીવલેણ બટકું ન ભરી શકવાના કારણોમા તેની જાડી ચામડી કે જેમા સાપ

પોતાની દાઢ સીધી પરોવી શકતો નથી તે છે. અને બીજું કારણ નોળિયો તેના શરીર અને પૂંછડીના વાળ, ઊભા કરી દે છે તે છે. એટલે એમ મનાય છે કે આ કડક વાળ ઊભા થવાને કારણે તેનું કદ હોય છે તેના કરતાં બમણું દેખાય છે એટલે સાપ ઝાવું નાંખતી વખતે કદાચ ગણતરીફેર પણ થતો હોય.

નોળિયાનો પ્રજનનકાળ ઊભું વરસ છે. ગર્ભાધાનના દિવસો આશરે સાઠથી બાસઠ છે. વરસમાં ત્રણ વીંયાજણ કરતાં માલુમ પડ્યાં છે. માદા પોતાનાં નાનાં બચ્ચાંને મોંમાં ઉપાડીને ઘણી જગ્યાએ ફેરવે છે. આમ એક પાળેલી નોળિયાની માદાને કરતાં જોવામાં આવ્યું છે. તેઓ સાડાત્રણ, ચાર ફીટની દીવાલ ઉપર કૂદીને સાફ ચઢી જાય છે. જ્યારે બચ્ચાં ફરી શકે એવડાં થાય ત્યારે તેઓ તેની મા સાથે ફરવા નીકળે છે આ વખતે તેઓ માનું પડખું છોડતાં નથી અને મા ઊભી રહે ત્યારે બચ્ચાં પણ રોકાઈ જાય છે. બચ્ચાં નાનાં હોય ત્યારે માદા તેના બચાવ માટે બહુ તીખા સ્વભાવવાળી થઈ જાય છે. તેઓ કાંતો જોડીમાં અથવા ઘણી વખત આખું કુટુમ્બ ખોરાકની શોધમાં ફરવા નીકળી પડે છે.

નોળિયો બચ્ચેથી રાખ્યો હોય તો બહુ હળી જાય છે પણ મારા અનુભવમાં એમ આવ્યું છે કે જ્યારે પુખ્ત વયનો થાય ત્યારે તેનો આપણી ઉપરનો પ્રેમ સરી જાય છે અને વધારે વખત એકલો રખડવામાં ગાળે છે. બીજાં શિકારી પ્રાણીમાં જેવી વાસ હોય છે તેવી વાસ નોળિયામાં હોતી નથી.

## નાનો નોળિયો

આ નોળિયો આપણે ત્યાં સાધારણ રીતે જોવામાં આવે છે. મોટા નોળિયાથી તેની ટૂંકી અને ચાટી રૂંવાટી તથા નાના કદથી તે વરતાઈ જાય છે. ખાસ કરીને આ નોળિયો ઉત્તર હિન્દમાં વસે છે. સિક્કીમથી કાશ્મીર અને ત્યાંથી બલુચિસ્તાન, સિંધ, અને પંજાબથી બંગાળ સુધી જોવામાં આવે છે. દક્ષિણમાં તે રાજપૂતાના, ગ્વાલિયર, ગુજરાત અને સૌરાષ્ટ્રમાં વસે છે.

આ પ્રાણીની લંબાઈ અઢારથી બાવીશ ઈંચની હોય છે. ખાસ કરીને તેનો રંગ ટપકાંદાર રાખોડીથી સોનેરી પીળો અથવા કથ્થાઈ છે.

તે પોતાનાં ખોદીને બનાવેલાં ધાંતમાં બચ્ચાંને જન્મ આપે છે અને રહે છે. તેઓ દિવાચર સ્વભાવવાળા છે. એ વખતે જાળાં, વાડો, અને વાડીઓમાં ફરતાં દેખાય છે. તેઓનો સ્વભાવ પોતાના ધાંત પાસેથી દૂર સુધી ચરવા જવાનો નથી અને ઘણો ચપળ હોય છે. મોટી વાડામાં એક જ રસ્તો હંમેશાં તેમાં જવા આવવા વાપરતો હોવાથી તેની કેડી પડી જાય છે.

જે શિકારને તે મારી શકે તે બધાનો ખાવામાં ઉપયોગ કરે છે. જેવાં કે ઉંદરડા, સાપ, વીંછી, કાનખજૂરા, ભમરા અને એવી બીજી ઘણી જીવાતને ખાય છે. તેના મોટાભાઈ જેવો જ જો પાળીને ઘરમાં રાખ્યો હોય તો ઉંદર ઓછા કરી નાંખે છે પણ તેનો સ્વભાવ મોટો થયા પછી બદલી જતો અનુભવમાં આવ્યો છે. આની માદા પણ બચ્ચાંના બચાવ માટે બહુ ખારી અને હિંમતવાન બની જાય છે.

નોળિયા વિષે તો ઘણું સાંભળ્યું હશે પણ તેનું દરરોજનું જીવન જાણીએ તો તે પ્રાણીમાં રસ અને જાણવાની જિજ્ઞાસા ઊભી થાય છે. માટે જ દરરોજ નજરે ચઢતાં પ્રાણીનો અભ્યાસ એ પણ એક બહુ આનંદદાયક વિષય છે.

★

# સને ૧૯૪૨નાં સંસ્મરણો

પં. શ્રીરામ શર્મા

(ગતાંકથી ચાલુ)

અનુ : જયેન્દ્ર ગિ. ત્રિવેદી

## આંદોલન પછી

દરેક ચિત્રને ત્રણ મહત્ત્વની બાજુઓ હોય છે. પાર્શ્વભૂ (Back ground) પછી ખુદ ચિત્ર અને ચિત્રનું અગ્રપૃષ્ઠ (Foreground). આ સંસ્મરણમાં આંદોલન પછીની સમસ્યાઓ પર લખવું છે. મારું તો માનવું છે કે '૪૨નું આંદોલન મહાત્મા ગાંધી છૂટયા ત્યાં સુધીનું ગણાવું જોઇએ. મહાત્માજી છૂટયા ત્યારથી તે તેમના સ્વર્ગવાસ સુધીના સમયને હું એ આંદોલનની અગ્રભૂમી માનું છું.

આંદોલનના દિવસોમાં છાનીછાની અને ઘણા-ખરા લોકોના જેલમાં પહોંચવા પછી જેલમાં સ્પષ્ટ રૂપે એ ચર્ચા ચાલતી હતી કે '૪૨ના આંદોલને પછી લોકો સમક્ષ જે સ્વરૂપ પકડયું તે શુ કોંગ્રેસની પ્રતિષ્ઠાને અનુરૂપ હતું? શું તે કોંગ્રેસી આંદોલન હતું? આ વિષયમાં મારો જે મત હતો તે મેં જેલમાં રજૂ કર્યો હતો અને હજી પણ મારો એ મત જ કાયમ છે. એ સંબંધમાં મેં દિલ્હીના "હિંદુસ્તાન"ના ૧૯૪૬ના વિશેષાંકમાં "સને ૧૯૪૨નું આંદોલન" શીર્ષક નીચે એક લેખ લખ્યો હતો. એમાંથી અહીં થોડો ભાગ ઉતારું છું.

"સને ૧૯૪૨ની નવમી ડિસેમ્બરે જ્યારે મને અને મારા સાથીઓને આગ્રામાં સેંટ્રલ જેલમાં મોકલ્યા ત્યારે ત્યાં અમારા કાનમાં છાનીમાની એવી વાતો આવવા લાગી કે સને '૪૨નું આંદોલન તો કોંગ્રેસનું નથી. એક સાહેબે તો ત્યાં સુધી કહ્યું કે "'૪૨નું આંદોલન તો ગુંડાઓએ ચલાવ્યું છે અને કોંગ્રેસને એમાં સાથે કંઇ સંબંધ નથી." હું મારી એ નબળાઈનો સ્વીકાર કરું છું કે એ મહાશયે મારી સમક્ષ જો આ વાત કહી હોત તો ઝઘડો થયા સિવાય ન રહેત. કારણ સહનશક્તિને પણ સીમા હોય છે. મહાત્મા ગાંધીનાં અમુક ભાષણો પછી તો કેટલાયે ઢોંગી અને કાયર લોકો સને '૪૨ના આંદોલનમા સક્રિય ભાગ લેનારાઓને કોંગ્રેસ પર કલંક લગાવનારા કહેવા મંડયા હતા.

અનેકવાર ચર્ચાઓ થઇ જેમાં મેં એ જ નક્કી કરવાનો પ્રયત્ન કર્યો કે '૪૨નું આંદોલન કોંગ્રેસનું જ હતું. આ વિચારના વિરોધીઓને જ્યારે એમ કહેવામાં આવતું કે કાયરતા કરતા બીજું મોટું પાપ નથી અને કોઇ જો સત્ત્વગુણી ન બની શકે તો તમોગુણી થવા કરતાં રજોગુણી થવું સારું છે તો એનો કંઇ યોગ્ય જવાબ નહોતો મળતો. મારો તો એવો દૃઢ મત હતો અને આજે પણ છે કે જો મહાત્મા ગાંધીએ ૮ ઓગસ્ટ '૪૨ને રોજ અખિલ ભારતવર્ષીય કોંગ્રેસ કમીટીમાં જે વાતો બતાવી હતી તે પ્રમાણે અમલ થયો હોત તો ધ્વંસાત્મક કાર્યની જરૂર જ ન રહેત. જે રીતે વ્યાઘ્ર–ચર્મ–પ્રચ્છન્ન ગધેડાની પોલ ખૂલી ગઇ હતી તેમ પોતાની કાયરતા પર ગાંધીવાદનો ઝભ્ભો પહેરનાર વ્યક્તિઓની પોલ ખૂલતી જાય છે અને લોકો એમના અસલ સ્વરૂપને ઓળખતાં જાય છે. મારો તો અટલ વિશ્વાસ છે કે વર્તમાન યુગમાં ગાંધીવાદ માત્ર ભારતવર્ષ માટે જ નહીં પરંતુ સમગ્ર વિશ્વ માટે ખૂબ હિતકર છે. એ એક સત્ત્વગુણી ધારા છે. તમોગુણી મનુષ્યોનું એમાં સ્થાન જ નથી.

આપણે આ પ્રશ્ન પર નિષ્પક્ષરૂપે વિચાર કરવો જોઇએ કે '૪૨નું આંદોલન કોંગ્રેસનું હતું કે નહીં? આ પ્રશ્નનો ઉત્તર એક જ વાકયમાં એ રીતે આપી શકાય કે સને '૪૨નું આંદોલન કોંગ્રેસનું આંદોલન તો નહીં પરંતુ કોંગ્રેસીઓનું આંદોલન હતું. અનેક વાંચક આ જવાબ વાંચીને કહી શકે છે કે આ તો એવી વાત થઇ કે કોઈ ગોળ તો ખાય પણ મિઠા-ઇની પરેજી પાળે. ખરી રીતે તો વિશ્લેષણ કર્યા વિના આ પ્રશ્નનો જવાબ સમજવો કઠિન છે.

ક્ષણભર માનો કે દિલ્હીના કોંગ્રેસીઓ અમુક આંદોલન શરૂ કરે છે અને એ આંદોલનની ઉગ્રતા એટલી વધી જાય છે કે એનો પ્રભાવ આખા દેશની રાજનીતિ પર પડે છે. પરંતુ આ રીતે શરૂ થયેલું દિલ્હીવાળાઓનું આંદોલન કોંગ્રેસનું આંદોલન નહીં ગણાય. સને ૧૯૨૦થી અત્યાર સુધીના જેટલાં



આંદોલન કોંગ્રેસે ચલાવ્યાં છે તે બધાંને અખિલ ભારતવર્ષીય કોંગ્રેસ કમિટીએ મંજૂરી આપેલ હતી. પરંતુ સને '૪૨ના આંદોલનને તો એવી કોઈ સ્વીકૃતિ નથી મળી. ત્યારે સૌને એ કહેવાનો હક છે કે '૪૨નું આંદોલન કોંગ્રેસનું નહોતું'. પરંતુ એનો અર્થ એ નથી કે એને કોંગ્રેસવાળાઓનું આંદોલન ન કહેવાય. જે લોકોએ એ આંદોલનનું સંચાલન કર્યું તે બધા કોંગ્રેસી હતાં. નિયમિત બેઠકો ભરીને કાર્યક્રમ બનાવવામાં આવ્યો હતો અને એ કાર્યક્રમ અનુસાર કાર્ય કરવામાં આવ્યું હતું. એ બેઠકોમાં કોંગ્રેસના જવાબદાર માણસો હાજરી આપતા હતા. બ્રિટિશ ઇતિહાસમાં કોમનવેલ્થના જમાનામાં 'રમ્પ પાર્લમેન્ટ' બેઠી હતી. 'રમ્પ પાર્લામેન્ટ' બચી ગયેલા થોડા લોકોની જ પાર્લમેન્ટ હતી. બરાબર એજ રીતે જે કોંગ્રેસીઓએ આંદોલન ચલાવ્યું તેને 'રમ્પ કોંગ્રેસ' કહી શકીયે એટલે કે બચી ગયેલા થોડા લોકોની કોંગ્રેસ.

એ વાત સાવ સાચી છે–અને એને તેજ લોકો બરાબર સમજી શકે તેમ છે કે જેમણે એ આંદોલનમાં સક્રિયસ્વરૂપે ભાગ લીધો છે. જો સંગઠિતરૂપે કામ ન ચલાવવામાં આવ્યું હોત તો એ આંદોલન સને ૧૯૪૩ની શરૂઆત સુધી નહોતું ચાલી શકવાનું. શું લોકોએ કયારેય એ વાતનો વિચાર કર્યો છે કે પોલિસની પૂરેપૂરી કોશિષ છતાં એ દિવસોમાં હિંદુ–મુસ્લિમ હુલ્લડ નથી થવા પામ્યાં. વરસાદની ઋતુમાં જેમ સાપ અને વીંછી ઉત્પન્ન થાય છે તેમ કેટલાક કહેવાતા ક્રાન્તિકારીઓ ધાડ પાડવા મંડયાં હતાં ખરાં. એમને રોકવા માટે કોંગ્રેસજનોને સતત પ્રયત્ન કરવા પડયા અને એમાં એમને પૂરી સફળતા પણ મળી. યુદ્ધના અનેક મોરચા હોય છે અને બધા મોરચા સંભાળવા પણ પડે છે. સને ૧૯૪૨માં પણ અનેક મોરચા હતાં. અને બધા મોરચા ઉપર કામ કરવું પડતું હતું. ધાડપાડ અને ખૂનખરાબી અટકાવવામાં આવી, હિંદુ–મુસ્લિમ હુલ્લડ ન થવા દીધાં અને બન્યું તેટલું ધ્વંસાત્મક કામ કર્યું. ધ્વંસાત્મક કાર્ય તો કાર્યક્રમમાં જ હોવાથી એ કરેલું. સૈનિકોમાં પણ પ્રચાર કરવામાં આવ્યો. જો કોંગ્રેસજનોએ આ આંદોલન ન ચલાવ્યું હોત તો દેશનું નૈતિક પતન ૧૮૫૭ના નૈતિક પતનથી પણ વધુ ભયંકર હોત! માટે જ હું તો ગર્વપૂર્વક કહું છું કે '૪૨નું આંદોલન કોંગ્રેસીઓનું આંદોલન હતું.

બીજો પ્રશ્ન એ છે કે શું સને '૪૨નું આંદોલન નિષ્ફળ ગયું? આ પ્રશ્નના જવાબ માટે પણ થોડું વિવેચન જરૂરી છે. એ લખવામાં તો મને જરાયે સંકોચ નથી કે જે સફળતા આપણે ઇચ્છતા હતા તે તો નહોતી જ મળી. પણ સાથે સાથે એ પણ એક નિર્વિવાદ વાત છે કે નૈતિક અને રાજનૈતિક દ્રષ્ટિઓએ '૪૨માં અમને જે સફળતા મળી તે કંઇ ઓછી ન કહેવાય. દુનિયાના ઇતિહાસમાં સને '૪૨નું આંદોલન જેવું બીજું ઉદાહરણ ભાગ્યે જ મળશે. નિઃશસ્ત્ર લોકો એકાએક સુસજ્જિત અને સશસ્ત્ર શક્તિની સામે થાય અને સામે થઈને, ટક્કર ઝીલીને નૈતિક દ્રષ્ટિએ તો જરૂર સફળ થાય એ અસાધારણ હકીકત છે. સેંકડો લશ્કરી મોટરબસો ગામને ઘેરી લે, હજારો આદમીઓને પકડી લેવામાં આવે અને છતાં લોકોના નૈતિક બળને જરાયે આંચ ન આવે એ એવી વાત હતી. જેથી સત્તાવાળાઓએ સમજી લીધું કે ભારતવર્ષ પર સંગીન, તોપ અને સિપાઈઓ વડે રાજ્ય કરવું હવે સંભવિત નથી. મિદનાપુરમાં બ્રિટિશ રેજીમેન્ટોના અનેક અત્યાચારો છતાં લોકોએ માથું નહોતું નમાવ્યું. ત્યાં સ્ત્રીઓએ ચંડી સ્વરૂપ ધારણ કરીને આત્મ–સન્માન અને દેશસન્માનનું રક્ષણ કર્યું. અને '૪૨ના આંદોલનને લીધે જ બ્રિટિશ સરકારની એ ધીપણાઓ નિષ્ફળ ગઇ જેની દ્વારા એણે ધમકીપૂર્વક ૮મી ઑગસ્ટના ઠરાવને પાછો ખેંચવાનો હુકમ આપ્યો હતો અને કાર્યવાહકસમિતિના સભ્યો પર કેસ ચલાવવાનું ઠરાવ્યું હતું. આઝાદ હિન્દ ફોજનું કાર્ય પણ સને '૪૨ના આંદોલનનું જ એક અંગ છે. બ્રિટિશ સત્તાના દુર્ગ ઉપર '૪૨ના આંદોલને એવો સખત પ્રહાર કર્યો કે એને ઘૂંટણીએ





પડીને નૈતિક દષ્ટિએ હાર કબૂલવી પડી. એ પણ સાચું છે કે કોંગ્રેસ માટે પણ એણે જે સ્વીકાર્યું એ સિવાય બીજો માર્ગ નહોતો. યુદ્ધોનો રસ્તો જ સંધિ અને સમજૂતીઓનો રસ્તો હોય છે. એ રીતે સને ૧૯૪૨ના આંદોલનને સફળતા તો મળી પણ જેટલીની આશા હતી એટલી નહીં. માનવ શક્તિઓ મર્યાદિત છે અને મહાન ધુરંધરોની યોજનાઓ પણ દૈવી શક્તિ અને સમયના ફેરને અંગે નકામી થઈ જાય છે. આજે મહાયુદ્ધની સફળતા પછી પણ અંગ્રેજી સામ્રાજ્યવાદની વ્યવસ્થા તૂટી પડી છે અને યુદ્ધજન્ય સમસ્યાઓ કોઈ રીતે ઉકેલાતી નથી. શંકરે પોતાનું તાંડવ શરૂ કર્યું હોય એવું લાગે છે. જો અંગ્રેજ સામ્રાજ્યવાદીઓને એ ખબર હોત કે બીજા મહાયુદ્ધની જીત આટલી મોંઘી અને ત્રીજા મહાયુદ્ધની વિભીષિકા આટલી જલ્દી સામે આવશે તો કદાચ તે પોતાના સામ્રાજ્ય ખાતર પણ હિટલર સાથે સમજૂતી કરી લેત. હિટલરનો અન્ત એ ફક્ત જર્મન સેના-શક્તિનો જ નથી, સાથે સાથે એ અંગ્રેજી સામ્રાજ્યવાદનો પણ અન્ત સિદ્ધ થયો છે. પોતાના વિજયના આ સ્વરૂપની સને ૧૯૩૯માં અંગ્રેજોને કલ્પના નહોતી.

બરાબર એ જ રીતે સન ૧૯૪૨ના આંદોલનમાં કામ કરવાવાળાઓને એ વાતનું તો જ્ઞાન હતું જ કે કાં તો તેઓ કામ કરતાં કરતાં ગોળીઓનો શિકાર બનશે, કાં તો તેમને ફાંસીએ ઝૂલવું પડશે. કોંગ્રેસ તો એ કુરબાનીઓથી જરૂર શક્તિશાળી બનશે, પરંતુ એ આંદોલનનું એક એવું પણ રૂપ હતું જેને અંગે આઝાદીના સિંહદ્વાર પાસે પહોંચી જઈશું એ ભાવના બહુ ઓછા લોકોને હતી. એટલે હું તો મારી એ ભાવના અનુસાર માનું છું કે પૂર્ણરૂપે નહીં તો આંશિકરૂપે નૈતિક દષ્ટિએ પણ એ આંદોલન સફળ થયેલ છે.

બીજો પ્રશ્ન જે સને '૪૨ના આંદોલન વિષે થાય છે એ એ છે કે શું '૪૨નું આંદોલન સમાજવાદી દળની પ્રેરણાથી થયું હતું અને સમાજવાદી દળના નેતૃત્વને અંગે જ તે ચાલી શક્યું? એ તો સ્પષ્ટ છે કે આ જાતની વાત સ્વાર્થસિદ્ધિ માટે કેટલાક સમાજવાદી લોકોએ ચલાવી. આંખોમાં ધૂળ નાખવાની ચેષ્ટા ક્યારેક ક્યારેક સફળ થાય છે. સમાજવાદી દળની એ પ્રવૌક્તિ કે "'૪૨ના આંદોલનનું નેતૃત્વ સમાજવાદીઓદ્વારા થયું હતું." તે સાવ નિરાધાર અને સમાજવાદી દળને જ પંગુ બનાવનાર છે. મેં તો આ વિષયમાં મારા સમાજવાદી મિત્રોને ચેલેન્જ જ આપી હતી કે '૪૨નું આંદોલન તેમની નેતાગીરી નીચે થયું હતું તે સાબિત કરી આપે. આ વિષે મેં '૪૬ના ઓક્ટોબરમાં 'સૈનિક'ના વિશેષાંકમાં, સને '૪૨નું આંદોલન અને સમાજવાદી દળ' એ શીર્ષકથી લેખ લખ્યો હતો તે આ પ્રમાણે છે:

"સને ૧૯૪૨ના આંદોલનને ચલાવવાનું અને સુસંગઠિત કરવાનું શ્રેય કોને છે એ પ્રશ્ન વિષે દેશમાં ચર્ચા ચાલી રહી છે અને આપણા કોંગ્રેસ સમાજવાદી દળે તો શોરબકોર કરી મૂકી છે કે સને '૪૨ના આંદોલનના સૂત્રધાર કોંગ્રેસ સમાજવાદી દળના લોકો જ હતા. મને તો ફતેહગઢની જેલમાં સમાજવાદી મિત્રો પાસેથી સાંભળીને બહુ આશ્ચર્ય થયું કે સને '૪૨ના આંદોલનની પ્રેરણા મહાત્મા ગાંધીને આચાર્ય નરેન્દ્રદેવ પાસેથી મળી હતી અને જો મહાત્માજીને એવી પ્રેરણા ન મળી હોત તો ધ્વંસાત્મક કાર્ય ચાલત જ નહિ. આ પ્રકારની વાતોથી જેમાં મહાત્મા ગાંધીજીને કારણ વગર લેવામાં આવે છે અને આચાર્ય નરેન્દ્રદેવે કદી જેને ટેકો નથી આપ્યો એવી વાતો એમના નામે ચલાવવામાં આવે છે તેમાં મહાત્માજીનું કંઈ બગડતું નથી તેમજ આચાર્યજીની પ્રતિષ્ઠાને પણ આંચ આવતી નથી. ફક્ત આવાં ટાઢાપહોરનાં ગપ્પાંથી તો દળને જ નુકસાન થાય છે."

આ પંક્તિઓના લેખકે ખૂબ આગ્રહ છતાં સને '૪૨ના આંદોલન વિષે, આ સંસ્મરણો સિવાય બીજી કંઈ મૂળભૂત વાતો નથી લખી. અને હજુ થોડો વખત આંદોલનની ગતિ-વિધિ પર કંઈ લખવું યે




નથી. લોકો પૂછે છે કે પણ મને લખવામાં વાંધો શો છે? એનો જવાબ તો હું કવિવર ગાલિબના શબ્દોમાં જ અત્યારે તો આપું કેઃ–

"હૈ કુછ ઐસી હી બાત જો ચૂપ હું,
વરના ક્યા બાત કર નહીં આતી!"

વાચકોને એ બતાવવું કદાચ જરૂરી છે, કે મહાત્મા ગાંધીજીની વ્યકિતગત કૃપા મારા ઉપર રહી છે પરંતુ એ કૃપા રાજનૈતિક અથવા બીજા કોઇ ક્ષેત્રમાં લાભ ઉઠાવવા માટેની નથી પણ મારા નૈતિક ચરિત્રગઠન માટે અને સેવા–માર્ગ–પ્રદર્શન માટે જ છે. આચાર્ય નરેન્દ્રદેવજીની કૃપા પણ મારા ઉપર રહી છે અને અહીં એટલું સ્પષ્ટ કરવું પણ અનુચિત નહીં ગણાય કે સને '૪૨ના જુલાઇની આખરમાં જ્યારે આચાર્યજી સેવાગ્રામમાં માંદા હતા ત્યારે મેં આચાર્યજી સાથે ભાવી આંદોલન સંબંધી થોડી ચર્ચા કરી હતી અને આચાર્યજીને ભાવી આંદોલનની રૂપરેખા બાબત કંઇ સ્પષ્ટ વિચાર નહોતા. એમ કહેવું કે આચાર્યજીએ જાણીજોઇને વાત છુપાવી હશે એ મારી દૃષ્ટિએ તો આચાર્યજીનું અપમાન છે. ખુદ મહાત્માજીએ જ્યારે કેટલીક વ્યકિતઓ સમક્ષ સેવાગ્રામમાં પોતાના આમરણાંત ઉપવાસની ચર્ચા કરી હતી ત્યારે પણ કોઇ કાર્યક્રમની ચર્ચા તો નહોતી થઇ. મને તો મારા ચીની અને અમેરિકન પત્રકાર મિત્રોદ્વારા ખબર પડી જ ગઇ હતી કે '૪૨ની ૯મી ઑગસ્ટે દેશમાં હજારો ધરપકડો થવાની છે અને સૌથી પહેલાં તો કાર્યવાહક સમિતિના સભ્યોને જ પકડવામાં આવનાર છે. આઠમી ઑગસ્ટે ('૪૨) પ્રેસ ગૅલેરીમાં પણ અમેરિકન અને ચીની પત્રકારોએ ફરી એ વાતનું સમર્થન કરેલું. ૮મી ઑગસ્ટે બપોરના ચાપાણીના સમયે મેં જ્યારે શ્રી પં. ગોવિંદવલ્લભ પંતની મુલાકાત લીધી અને વાર્તાલાપ માટે સમય માગ્યો ત્યારે પંતજીએ ૯મી ઑગસ્ટની બપોરનો સમય આપ્યો. આચાર્યજી દેશી રાજ્ય પરિષદની કોઇ સભામાં હાજરી આપવા ખંડવા જવાના હતા. 'વિશાલ ભારત' માટેના આચાર્યજીના એક લેખને મારે એમની પાસે જરા મઠારાવવાનો હતો. એમણે પણ મને નવ તારીખનો જ સમય આપ્યો. આ બધી વાતો પરથી સિદ્ધ થાય છે કે વર્કિંગ કમીટીના સભ્યોને એ આશંકા પણ નહોતી કે ૯મી ઑગસ્ટથી જ દેશમાં એક અસાધારણ દમન–દાવાનળ સળગી ઊઠશે. આ તો થઇ વર્કિંગ કમીટીના સભ્યોની વાત. પણ મૂળ પ્રશ્ન તો એ છે કે શું કૉંગ્રેસ સમાજવાદી દળે જ સને '૪૨ની ક્રાંતિની નેતાગીરી કરી હતી?

વિષય ખૂબ રોચક છે અને થોડું પૃથક્કરણ માગી લે છે. અહીં તો એટલું જ લખવું પર્યાપ્ત છે કે સને ૧૯૪૨ના આંદોલનના સંચાલન અને સંગઠનનો ભાર કૉંગ્રેસ સમાજવાદી દળ ઉપર નહોતો. આજે જે અનેક વ્યકિતઓ લાંબીટૂંકી વાતો કરે છે અને દુનિયાભરની જવાબદારી પોતાના ઉપર લેવા તૈયાર થયેલ છે તેમની સત્યતાની ખાત્રી તો ત્યારે જ થાય જ્યારે અખિલ ભારતવર્ષીય કૉંગ્રેસ કમીટી એક કમીશન નિયુકત કરીને આવા પ્રશ્નોની તપાસ કરે. સમુદ્રના પાણીમાંથી એક બાલદી ભરીને શું કોઇ એમ કહી શકશે કે તેમાં કેટલું ગંગાજીનું છે, કેટલું બ્રહ્મપુત્રાનું છે અને બાકીની નદીઓનું કેટલું છે? આજે જે પક્ષાપક્ષીના અખાડા જામ્યા છે તેની પાછળ પદલોલુપતા અને સ્વાર્થપરાયણતા છે. સેવાભાવની વૃત્તિ એમાં બહુ ઓછી છે. સને '૪૨માં જે લોકોએ ખભેખભો મેળવીને હથેળીમાં માથું રાખીને મરી મટવાનું પણ લીધું હતું તેઓ તો આજે મોટે ભાગે ચુપ છે કારણકે એમને એમની દેશસેવા ઉપર અને કર્તવ્યપાલન માટે કંઇ પુરસ્કાર નથી જોઇતો. દેશસેવામાં પડેલી વ્યકિતઓને જે કઠણાઇઓ અને યાતનાઓ સહવી પડી તેજ એમનો યોગ્ય પુરસ્કાર છે. તે વિશુદ્ધ રત્નજડિત હારની જેમ અદૃશ્ય રૂપે એમના હૃદયોને પ્રકાશિત કરે છે. અખબારી વાહવાહ અને કૉંગ્રેસના હોદ્દાઓ સાથે એમને કંઇ નિસ્બત નથી. આજે જે વ્યકિતઓ ક્રાંતિની નાનીમોટી વાતો કરે છે એમને વિષે જો સાચી વાતો લખવામાં આવે

એ બતાવે કે સમાજવાદી દળે શું કર્યું ! આ નાનકડા ભૂમિકા જેવા લેખમાં એ લખવું સારું નથી કે એ સમાજવાદી કાર્યકર્તાઓએ પોતે શું કામ કર્યું હતું કે તેઓ સમાજવાદના નામ ઉપર કોંગ્રેસ-વર્કિંગ કમિટીના સભ્યોની એવી કડવી અને બિનપાયાદાર ટીકા કરે છે કે જેવી મુસ્લિમ-લીગ વાળા પણ નથી કરતા. ફક્ત એટલું કહેવાથી કે સને '૪૨ નું આંદોલન અમે ચલાવ્યું, કામ પૂરું નથી થઈ જતું. વ્યક્તિઓનાં નામ અને એમના કાર્યના આંકડા પણ જોઈએ. ખાલી ગપ્પાં મારે કંઈ ફાયદો નથી થવાનો. સ્પષ્ટ વાત બતાવીને પૂરવાર કરી આપો કે '૪૨ નું આંદોલન સમાજવાદી દળદ્વારા સંચાલિત થયું હતું. મેં પણ છૂપા રહીને થોડું ઘણું કામ કર્યું છે અને મારા પ્રાંત ઉપરાંત બીજા પ્રાંતોમાં ઘણુ સંચાલનની દૃષ્ટિએ જે કામ મેં કર્યું છે તેને આધારે હું આ ચર્ચામાં ઊતરવા સંપૂર્ણ રીતે તૈયાર છું.'

ઉપરની વાતો સને ૧૯૪૭માં લખવામાં આવી હતી. એ વખતે વધુ સ્પષ્ટ લખવું યોગ્ય નહોતું. પણ આજે હિંદુસ્તાન આઝાદ થયા પછી ઘણુંખરું સાચું લખી શકાય તેમ છે.

સને ૧૯૪૨ની પ્રયાગમાં મળેલ અખિલ ભારતવર્ષીય કોંગ્રેસ કમિટીના અધિવેશન વખતે જનક્રાન્તિ માટે જે થોડા આદમીઓની સભા અમુક દિવસ સુધી ગુપ્ત રીતે થતી રહી તેની ખબર એ આદમીઓ અને કદાચ છૂપી પોલિસ સિવાય બીજા કોઈને નહીં હોય. છૂપી પોલિસના ખાસ વિભાગને એ વાતની ખબર આંદોલનના દિવસોમાં પડી હતી. એ બેઠકો પં. શિવચરણલાલ શર્મા, એડવોકેટના બંગલે થતી હતી. માનનીય શ્રી. રફી અહમદ કીડવાઇ, માનનીય પં. દ્વારકાપ્રસાદ મિશ્ર, શ્રી. કૃષ્ણદત્ત પાલીવાલ, જગનપ્રસાદ રાવત, નિરંજનસિંહ, રાધેશ્યામ શર્મા, અને આ પંક્તિઓના લેખકનો એ બેઠકોમાં સમાવેશ થતો હતો. જે કાર્યક્રમ ત્યાં થયો હતો, ભાવી આંદોલનની જે કલ્પના ત્યાં કરવામાં આવી હતી, લગભગ તે રીતે જ આંદોલનને ચલાવવામાં આવ્યું હતું.

હવે જરા એ વાતની ચર્ચા કરવી છે કે આંદોલન પછી સને ૧૯૪૭ ની પંદરમી ઑગસ્ટથી માંડીને મહાત્મા ગાંધીજીના નિર્વાણ સુધી રાજનૈતિક પ્રગતિની રૂપરેખા શું હતી ? કોંગ્રેસને કાયદેસર કર્યા પછી ખટાઈખોરો, પદલોલુપો અને સ્વાર્થી લોકોની એવી તો ધમાચકડી મચી કે મોટા ભાગના લોકો કોંગ્રેસનું મૂળ ધ્યેય વિસરી ગયા. ત્યાગ અને તપસ્યાને ઠેકાણે ભોગવાદ અને સ્વાર્થની બોલબોલા થઇ. કોંગ્રેસના એ લોકો કે જેમના હાથમાં રાજસત્તા હતી અને જેઓ '૪૨ના આંદોલન પહેલાં જ ગિરફતાર થઈ ચૂકયા હતા તેમની અને આંદોલનમાં ભાગ લેનાર સક્રિય કાર્યકર્તાઓ વચ્ચે એક ખાઈ જ જાણે ખોદાઈ ગઈ હતી. જુના મંત્રીઓ અને જિલ્લા સમિતિઓના સભ્યોને થયું કે ક્યાંક સત્તા એમના હાથમાંથી સાવ ન ચાલી જાય. તો બીજી બાજુ '૪૨ ના આંદોલનમાં મરી-મટવા તૈયાર લોકોમાંથી મોટા ભાગનાને પણ થયું કે રાજનૈતિક સત્તાને તો તેઓ બહુ સરળતાથી પચાવી પાડશે. જુના મંત્રીઓ કે જેઓ કાવાદાવાના પૂરા જાણકાર હતા તેમની અને નવી પ્રેરણાથી પ્રભાવિત થયેલ નવા કાર્યકર્તાઓ વચ્ચે જાણે શરત જ ચાલી. એમાં જીત થઈ જૂના અખાડિયનોની અને એ જીતની જવાબદારી અપ્રત્યક્ષ રીતે પણ '૪૨ના અનેક કાર્યકર્તાઓની પણ છે. પદલોલુપતા જ એનું કારણ છે. જુના લોકોને તો સત્તાનો પાસ લાગ્યો હતો જ પણ નવીનોએ પણ સત્તા મેળવવાની કોશીશ કરી. આ દાવપેચમાં '૪૨ના કાર્યકર્તાઓને ખૂબ મોટી હાર સહન કરવી પડી. મહાત્મા ગાંધીજીના '૪૨ના ઑગસ્ટ ઠરાવનો વિરોધ કરનારા પ્રતિક્રિયાવાદી લોકોએ પણ રાજનીતિનો ઇજારો રાખવા પ્રાંતિક સમિતિઓ વગેરેમાં પોતાના જ લોકો લાવવા અનેક પ્રકારની કોશીશો કરી જેથી ઉગ્રનીતિને નબળી પાડી શકાય અને મંત્રીમંડળના ઇશારા પર ચાલનાર માણસો જ એમાં રહે. સમાજવાદી દળ અને કહેવાતા ગાંધીવાદી દળ વચ્ચે પ્રતિદ્વન્દ્વિતા ઊભી થઇ અને એકએક નામ માટે પાર્લમેન્ટરી બોર્ડને ખૂબ લમણાઝીક કરવી પડી. જે લોકોએ '૪૨ના આંદોલનને ગુંડાઓનું





તો દેશવાસીઓને ખબર પડે કે એમાં કેટલાક તો ગુપ્ત રહીને સમય જ ગાળ્યો છે, ઘણાએ તો લહેર જ કરી છે અને એવાય કેટલાક કહેવાતા ક્રાન્તિકારીઓ છે જેમણે ધાડ પણ પાડી છે. પરંતુ જે લોકોએ કોંગ્રેસની માનમર્યાદા રાખી, ધાડપાડ અને હત્યા જેવું કંઈ ન થવા દીધું એમનામાં એ સમયે પક્ષાપક્ષી હતી જ નહી. ગાંધીવાદી હોય કે સમાજવાદીબધાયની સામે એક જ પ્રશ્ન હતો કે સાચી લગન પૂર્વક કામ કરીને શત્રુને હરાવવો. અને સને '૪૨માં સેંકડો અમલદારોને મારી નાખવા હોત તો એ તો બહુ સહેલું કામ હતું. પરંતુ એવું કરવા દેવામાં ન આવ્યું. અકર્મણ્યતા અને કાયરતાની તો વાત જ નહોતી. એ વાતનાં તો પુરાવા પણ છે કે જ્યારે કોઈ અમલદારને મારવાની વાત થતી ત્યારે એ હત્યા રોકવા માટે ખૂબ મગજ કસવું પડતું હતું કારણ કોંગ્રેસીઓનો એ રસ્તો નહોતો અને લોકોને મારવાનો કે ધાડ પાડવાનો કાર્યક્રમ તો હતો જ નહીં કોંગ્રેસી સમાજવાદી દળનું ત્યારે ત્યાં સ્વતંત્ર વ્યક્તિત્વ પણ નહોતું. બધાં સાથે મળીને કામ કરતાં હતાં.

'૪૨ ની નવમી ઑગસ્ટે જ્યારે ધરપકડો અને જુલમ શરૂ થઈ ગયાં ત્યારે જે સભાઓ થઈ તેમાં દરેક જાતના વિચાર ધરાવતાં માણસો હતાં. પક્ષાપક્ષીની કાંચળીઓ તો ઉતારી નાખવામાં આવી હતી. સમુદ્રમાં જે રીતે ઉછળતી લહેરો દુશ્મનના જહાજ સાથે અથડાઈને પાછી એકરસ બની જાય છે તેમ જ આ સંગઠનનું બન્યું.

સંયુક્ત પ્રાન્ત અને મધ્ય પ્રદેશને લાગે વળગે છે ત્યાં સુધી શું કોઈ સમાજવાદી કાર્યકર્તા એ વાતનો દાવો કરી શકે તેમ છે કે ધ્વંસાત્મક કાર્યક્રમ અથવા '૪૨માં થયેલ કાર્યક્રમ સમાજવાદી દળની પ્રેરણાથી થયેલ ? જો કોઈ એવું દુસ્સાહસ કરી શકે તેમ હોય તો સામે આવીને કહે કે જેથી દરેક વાતની ખબર પડે. મારે તો કેટલાયે પ્રતિષ્ઠિત સમાજવાદી મિત્રો સાથે સંબંધ છે. એ દિવસોમાં તો એ જાતની ચર્ચા થયેલી જ નહીં કે અમુક કાર્યક્રમ સમાજવાદી દળનો છે કે ગાંધીવાદી દળનો છે કે ગાંધીવાદ દળનો ! કાનપુરના પ્રસિદ્ધ સમાજવાદી શ્રી. ગોપીનાથસિંહ અમારી સાથે જ રહ્યા હતા. સમાજવાદી પાર્ટી શા માટે એમની સાથે ચર્ચા કરતી નથી ? શા માટે તેઓ ડૉ. કેસકરની સાથે એ વિષય પર ચર્ચા કરતા નથી ? અને દુઃખ તો એ વાતનું જ છે કે કોંગ્રેસ સમાજવાદી દળના મિત્રો આ જાતની ચર્ચાથી ખૂદ સમાજવાદી દળને જ લાંછન લગાડે છે.

મૂળ વાત એ છે કે કોંગ્રેસ એ એવી મોટી સંસ્થા છે કે તેમાં બધી જાતનાં માણસો છે. અને આજકાલ તો એ આફતરૂપ જ થઈ પડ્યું છે અને કોંગ્રેસની ઈજ્જત જવા બેઠી છે. સૌને પોતપોતાની પડી છે. સને '૪૨ ના આંદોલનને લોકો ભૂલવા લાગ્યા છે. કેવળ લેકચરબાજીથી તીસમારખાં બનવામાં કંઈ જોખમ પણ નહીં અને પાઈનો ખર્ચ પણ નહીં. રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ એટલી બગડતી જાય છે કે જો કોંગ્રેસની શુદ્ધિ નહી કરવામાં આવે અને અવાંછનીય વ્યક્તિઓને જો દૂર નહી કરવામાં આવે તો ભગવાન જ જાણે છે કે કોંગ્રેસનો અંજામ શું આવશે ! બારે મહીના બસ ચૂંટણી જીતવાની જ વાત ચાલે છે. કોંગ્રેસ જાણે એક ચૂંટણી જીતવાની સંસ્થા થઈ ગઈ છે. ખાદી પહેરીને અને ચાર આના ભરીને ગુંડા પણ કોંગ્રેસમાં આવી શકે છે. એમને માટે કોઈ જાતની મનાઈ જેવું છે જ નહી. કોઈ લાંચિયા અમલદારની બદલીની સિફારસ પણ કોંગ્રેસીઓદ્વારા જ થાય છે. કાળાંબજાર રોકવામાં કોંગ્રેસજનો ગણત્રી નથી અને અનેક કોંગ્રેસીઓ પોતે જ કાળાંબજાર કરે છે. અને કોંગ્રેસ સમાજવાદી દળને નામે જે લોકો બૂમબરાડા પાડે છે તેમાંના મોટા ભાગના એવા છે જેમને સમાજવાદી વિચારસરણી કે ધ્યેય સાથે કંઈ સંબંધ નથી. તેઓ તો અમુક ખાસ વ્યક્તિના વિરોધને અંગે જ પોતાનું ધાર્યું કરવા ઇચ્છે છે. સારી રીત તો એ છે કે જો કાર્યનો હિસાબ જ જોવો હોય તો સમાજવાદી દળ દરેક પ્રાંતનું એક સૂચિપત્ર તૈયાર કરે અને એમાં ચોખ્ખેચોખ્ખું તારીખવાર

એ બતાવે કે સમાજવાદી દળે શું કર્યું ! આ નાનકડા ભૂમિકા જેવા લેખમાં એ લખવું સારું નથી કે એ સમાજવાદી કાર્યકર્તાઓએ પોતે શું કામ કર્યું હતું કે તેઓ સમાજવાદના નામ ઉપર કોંગ્રેસ–વર્કિંગ કમિટીના સભ્યોની એવી કડવી અને બિનપાયાદાર ટીકા કરે છે કે જેવી મુસ્લિમ–લીગ વાળા પણ નથી કરતા. ફક્ત એટલું કહેવાથી કે સને '૪૨ નું આંદોલન અમે ચલાવ્યું, કામ પૂરું નથી થઈ જતું. વ્યક્તિઓનાં નામ અને એમના કાર્યના આંકડાં પણ જોઈએ. ખાલી ગપ્પાં માર્યે કંઈ ફાયદો નથી થવાનો. સ્પષ્ટ વાત બતાવીને પુરવાર કરી આપો કે '૪૨ નું આંદોલન સમાજવાદી દળદ્વારા સંચાલિત થયું હતું. મેં પણ છૂપા રહીને થોડું ઘણું કામ કર્યું છે અને મારા પ્રાંત ઉપરાંત બીજા પ્રાંતોમાં ઘણુ સંચાલનની દૃષ્ટિએ જે કામ મેં કર્યું છે, તેને આધારે હું આ ચર્ચામાં ભિતરવા સંપૂર્ણ રીતે તૈયાર છું.'

ઉપરની વાતો સને ૧૯૪૭માં લખવામાં આવી હતી. એ વખતે વધુ સ્પષ્ટ લખવું યોગ્ય નહોતું. પણ આજે હિંદુસ્તાન આઝાદ થયા પછી ઘણુંખરું સાચું લખી શકાય તેમ છે.

સને ૧૯૪૨ની પ્રયાગમાં મળેલ અખિલ ભારતવર્ષીય કોંગ્રેસ કમિટીના અધિવેશન વખતે જનક્રાન્તિ માટે જે થોડા આદમીઓની સભા અમુક દિવસ સુધી ગુપ્ત રીતે થતી રહી તેની ખબર એ આદમીઓ અને કદાચ છૂપી પોલિસ સિવાય બીજા કોઈને નહીં હોય. છૂપી પોલિસના ખાસ વિભાગને એ વાતની ખબર આંદોલનના દિવસોમાં પડી હતી. એ બેઠકો પં. શિવચરણલાલ શર્મા, એડવોકેટના બંગલે થતી હતી. માનનીય શ્રી. રફી અહમદ કીડવાઈ, માનનીય પં. દ્વારકાપ્રસાદ મિશ્ર, શ્રી. કૃષ્ણદત્ત પાલીવાલ, જગતપ્રસાદ રાવત, નિરંજનસિંહ, રાધેશ્યામ શર્મા, અને આ પંક્તિઓના લેખકનો એ બેઠકોમાં સમાવેશ થતો હતો. જે કાર્યક્રમ ત્યાં થયો હતો, ભાવી આંદોલનની જે કલ્પના ત્યાં કરવામાં આવી હતી, લગભગ તે રીતે જ આંદોલનને ચલાવવામાં આવ્યું હતું.

હવે જરા એ વાતની ચર્ચા કરવી છે કે આંદોલન પછી સને ૧૯૪૭ ની પંદરમી ઑગસ્ટથી માંડીને મહાત્મા ગાંધીજીના નિર્વાણ સુધી રાજનૈતિક પ્રગતિની રૂપરેખા શું હતી ? કોંગ્રેસને કાયદેસર કર્યા પછી ખડાઈખોરો, પદલોલુપો અને સ્વાર્થી લોકોની એવી તો ધમાચકડી મચી કે મોટા ભાગના લોકો કોંગ્રેસનું મૂળ ધ્યેય વિસરી ગયા. ત્યાગ અને તપસ્યાને ઠેકાણે ભોગવાદ અને સ્વાર્થની બોલબોલા થઈ. કોંગ્રેસના એ લોકો કે જેમના હાથમાં રાજસત્તા હતી અને જેઓ '૪૨ના આંદોલન પહેલાં જ ગિરફતાર થઈ ચૂક્યા હતા તેમની અને આંદોલનમાં ભાગ લેનાર સક્રિય કાર્યકર્તાઓ વચ્ચે એક ખાઈ જ જાણે ખોદાઈ ગઈ હતી. જુના મંત્રીઓ અને જિલ્લા સમિતિઓના સભ્યોને થયું કે ક્યાંક સત્તા એમના હાથમાંથી સાવ ન ચાલી જાય. તો બીજી બાજુ '૪૨ ના આંદોલનમાં મરી–મટવા તૈયાર લોકોમાંથી મોટા ભાગનાને પણ થયું કે રાજનૈતિક સત્તાને તો તેઓ બહુ સરળતાથી પચાવી પાડશે. જુના મંત્રીઓ કે જેઓ કાવાદાવાના પૂરા જાણકાર હતા તેમની અને નવી પ્રેરણાથી પ્રભાવિત થયેલ નવા કાર્યકર્તાઓ વચ્ચે જાણે શરત જ ચાલી. એમાં જીત થઈ જૂના અખાડિયનોની અને એ જીતની જવાબદારી અપ્રત્યક્ષ રીતે પણ '૪૨ના અનેક કાર્યકર્તાઓની પણ છે. પદલોલુપતા જ એનું કારણ છે. જુના લોકોને તો સત્તાનો પાસ લાગ્યો હતો જ પણ નવીનોએ પણ સત્તા મેળવવાની કોશીશ કરી. આ દાવપેચમાં '૪૨ના કાર્યકર્તાઓને ખૂબ મોટી હાર સહન કરવી પડી. મહાત્મા ગાંધીજીના '૪૨ના ઑગસ્ટ ઠરાવનો વિરોધ કરનારા પ્રતિક્રિયાવાદી લોકોએ પણ રાજનીતિનો ઈજારો રાખવા પ્રાંતિક સમિતિઓ વગેરેમાં પોતાના જ લોકો લાવવા અનેક પ્રકારની કોશીશો કરી જેથી ઉન્નતિને નબળી પાડી શકાય અને મંત્રીમંડળના ઇશારા પર ચાલનાર માણસો જ એમાં રહે. સમાજવાદી દળ અને કહેવાતા ગાંધીવાદી દળ વચ્ચે પ્રતિદ્વન્દ્વિતા ઊભી થઈ અને એકએક નામ માટે પાર્લમેન્ટરી બોર્ડોને ખૂબ લમણાઝીક કરવી પડી. જે લોકોએ '૪૨ના આંદોલનને ગુંડાઓનું





આંદોલન ગણાવ્યું હતું તેઓ જ ખૂબ ચાલાકીથી પોતે કરેલ કામનાં યશોગાન ગાવા લાગ્યા અને પ્રાંતિક સમિતિઓમાં પોતાનાં નામ દાખલ કરાવી દેવામાં સફળ પણ થયા. જે દિવસોમાં પાર્લમેન્ટરી બોર્ડની બેઠકો ઉમેદવારોની પસંદગી માટે મળતી હતી તે દિવસોમાં દરેક જિલ્લાઓમાંથી ડઝનબંધ ઉમેદવાર પ્રાંતની રાજધાનીઓમાં ધૂળ ઉડાડતા હતા. કોઇ કોઇએ તો રાજધાનીની આવી યાત્રાઓમાં સેંકડો રૂપિયા પણ બરબાદ કર્યા. પોતાની જ્ઞાતિની બહુમતિ દ્વારા કેટલાકે તો પાર્લામેન્ટરી બોર્ડોને પણ પ્રભાવિત કરી દીધાં, અને જગ્યા મેળવવા માટે આ રીતે પાર્લમેન્ટરી બોર્ડદ્વારા લીગી મનોવૃત્તિને ટેકો આપ્યો. મને એવા કેટલાયે જિલ્લાની ખબર છે કે જ્યાં અમુક ખાસ જ્ઞાતિના સંતોષ ખાતર પાર્લમેન્ટરી બોર્ડોએ એ જ જ્ઞાતિના લોકોને ઉમેદવાર તરીકે ચૂંટ્યા.

વ્યવહારિક દૃષ્ટિએ તો કદાચ એમ કહી શકાય કે પોતાની બહુમતિ માટે કોંગ્રેસે એવા આદમીઓને પણ પસંદ કરવાં જોઇએ. પરંતુ એ દલીલ કરવાવાળા એ ભૂલી જાય છે કે આવી વાત સ્વીકારી લેવી એ મૂળભૂત સિદ્ધાંતની અવગણના કરવા જેવું છે, એ સમજૂતી તો ખરાબ છે, સેતાન જોડેની એ સમજૂતી છે. પરિણામે કેટલાયે કોંગ્રેસીઓએ પણ ચૂંટણી જીતવા જ્ઞાતિઓની મદદ લીધી છે. એટલું જ નહીં પદ–પ્રાપ્તિની લાલચમાં બહેનોએ પણ એવા ઠરાવ પસાર કર્યા છે કે વ્યવસ્થાપિકા સભાઓમાં દસ ટકા જગ્યા સ્ત્રીઓ માટે અનામત રહેવી જોઇએ. દેખાવે તો આ વાત બહુ સાદી સીધી લાગે એવી છે. મહિલાઓની ઉન્નતિ અને એમના દ્વારા દેશસેવાની જ વાત છે. પરંતુ એની પાછળ તો લીગી મનોવૃત્તિ જ કામ કરે છે, અત્યારના ચૂંટાયેલ સભ્યો પોતાની જગ્યાએ વળગી રહેવા ઇચ્છે છે અને ફરીવાર ચૂંટાવા માટે અનેક બહાનાં શોધે છે.

કોંગ્રેસને કાયદેસર કર્યા પછી મહાત્મા ગાંધી એક એવી વ્યક્તિ હતી કે જે દૃષ્ટાની જેમ લોકોને ચેતવણી આપતી હતી. યુદ્ધોતર સમસ્યાઓને અંગે કાળાં બજાર ધમધોકાર ચાલતાં હતાં. બંગાળના લીગ મંત્રીમંડળે તો કાળાંબજારને જાહેર રીતે ઉત્તેજન આપ્યું. બીજા કોંગ્રેસી જિલ્લાઓમાં પણ કાળાં બજારિયાઓની એક જમાત જામી ગઇ જેમાં ઘણા કોંગ્રેસીઓએ પણ ભાગ લીધો. નૈતિક અરાજકતાનું જાણે સામ્રાજ્ય છવાઇ ગયું. દાખલા તરીકે એક વ્યાપારી મહાશય યુદ્ધકાળમાં બંગાળ અને આસામની ગાયોને કપાવીને ગોરાઓને વેચી દીધી અને ચૂંટણી વખતે ધામધૂમપૂર્વક તેમને કોંગ્રેસી ઉમેદવાર બનાવીને વ્યવસ્થાપિકા સભામાં ચૂંટી કાઢવામાં આવ્યા! લીગીઓ અને નફાખોરોની દોસ્તી જામી ગઇ. હિન્દુ–હિતો ધરાવનારાઓ અને ઇસ્લામને 'ખતરા'માંથી બચાવવાવાળાઓ વચ્ચે નફાખોરી બાબત તો મૈત્રીજ હતી.

કોંગ્રેસજનોમાં પરસ્પર વેરનું એક કારણ એ પણ હતું કે કોંગ્રેસી મંત્રીમંડળો સુદ્ધાંએ '૪૨ માં અમાનુષિક અત્યાચારો કરનારાઓ વિરુદ્ધ પગલાં ન લીધાં મોટી મોટી વાતો તો બહુ કરવામાં આવી. વચન પણ આપવામાં આવ્યાં. કાળાબજાર કરનારને ફાંસી આપવાની પણ વાતો કરી પરંતુ વ્યવહારમાં કંઇ બન્યું નહીં. પરિણામે '૪૨ના કાર્યકર્તાઓમાં ક્ષોભ ઉત્પન્ન થયો અને તેઓ વિચારવા લાગ્યા કે પંતજી હોય કે પાલીવાલજી, નરેન્દ્રદેવજી હોય કે સંપૂર્ણાનંદજી, શ્રી. કૃષ્ણસિંહજી હોય કે કૃષ્ણવલ્લભ સહાયજી, શુક્લજી હોય કે રેડી સાહેબ, સહુ હા એ હા કરનાર અને પદોને વળગી રહીને પોતાને મદદ કરનારને જ ઇચ્છે છે. કોંગ્રેસ કાયદેસર થયા પછી મોટા ભાગના જાલિમ સરકારી નોકરોએ સામ્પ્રદાયિકતાનું શરણ શોધ્યું. હિન્દુ અત્યાચારી પોલિસવાળાઓ અપ્રત્યક્ષ રીતે હિન્દુઓના હિતની ચર્ચા કરીને હિન્દુઓ તરફ સહાનુભૂતિ બતાવવા મંડયા. અને મુસલમાન લીગીઓને મદદ કરીને તેમને પણ વહાલા થવા ગયા. એવા ધૂર્તોએ થોડા કોંગ્રેસીઓનું શરણ લીધું. આ બાજુ મહાત્માજીએ દેશ આખાને ચેતવણી આપી કે કાળાંબજાર ન થવાં જોઇયે અને દેશના ટુકડા પણ ન થવા જોઇયે. વિભાજનની વાત ઉપર મતભેદનું જે ઝેર ફેલાયું તેનું વિવેચન અહીં



અસ્થાને છે. ભાગલારૂપી ઝેરનું પાન કરવું પડ્યું અને ભાગલા અંગે દેશમાં જે રક્તપાત થયો એ તો ઇતિહાસનું એક કલંક છે. મૂળ વાત એ છે કે આંદોલન પૂરું થયા પછી દેશમાં એક વિચિત્ર પ્રતિક્રિયા થઈ. પોતાના ત્યાગ અને તપશ્ચર્યાની લોકો કિંમત આંકવા મંડયા. જાણે જેલ જવા વિષે તેમણે અગાઉથી સોદો ન કર્યો હોય! જો કોંગ્રેસે જેલ જનારાંઓ પાસે એમ લખાવી લીધું હોત કે ભવિષ્યમાં તેઓ પોતાની સેવાઓ માટે કોઇ પદ નહીં માગે તો સારું થાત. આ તો નુકસાની આપવા જેવું થયું. રચનાત્મક કાર્યક્રમને તો કોંગ્રેસીઓએ પણ નેવે મૂકી દીધો અને યાદવોની જેમ સત્તાની પડાપડી તેમણે આદરી. એથિનિયન લોકશાહીની જે હાલત થઇ હતી તેવી જ કોંગ્રેસીઓની થવા માંડી. હા. એક નાનું એવું જુથ મહાત્મા ગાંધીજીનાં માણસોનું જરૂર હતું જેમણે રચનાત્મક કામ ચાલુ રાખ્યું. મહાત્માજીની પ્રતિષ્ઠા ઓછી થઈ છે એમ નથી. એમની માનમર્યાદા તો દિનદહાડો વધતી જ જાય છે. કલકત્તા અને નોઆખલીનાં ચમત્કાર એમના સફળ જીવનનાં દૃષ્ટાંત છે અને એમના વ્યાવહારિક આદર્શવાદ માટે કીર્તિસ્તંભ છે.

તાત્ત્વિક દૃષ્ટિએ જોઈયે તો આપણા દેશમાં પણ '૪૨ની ક્રાન્તિ પછી એ જ પ્રવૃત્તિઓ જોર પર આવી છે જે ફ્રાંસ અને રશિયાની રાજ્યક્રાન્તિ પછી ત્યાં ઊભી થઈ હતી. લોકતંત્રને નામે ઇંગ્લંડ, ફ્રાંસ, રશિયા અને અમેરિકામાં જે ઘટનાઓ બની હતી તેની જ શરૂઆત અહીં થઈ રહી છે. સને '૪૨ની ક્રાંતિ પછી રાજનૈતિક સત્તા ધીરેધીરે ઔદ્યોગિક સમાજના હાથમાં કેન્દ્રીભૂત થતી જાય છે. કોઇ જરા ઊંડાણથી આ વિષે વિચાર કરે તો એ સ્પષ્ટ થતું જાય છે કે જમીનદારો અને સામન્તોની જગ્યાએ નવી જાતના ભયંકર સામન્તવાદી અને મૂડીવાદી લોકો તૈયાર થઇ રહ્યા છે. ચંડમુંડની પેઠે આપણા અત્યારના ઔદ્યોગિક નેતાઓ દેશના આર્થિક જીવન પર પોતાનો અધિકાર જમાવે છે. ચારે બાજુ આ નવા શાસકોની બોલબાલા છે. રશિયા જે રીતે લોકતંત્રના તટ પર પહોંચીને લોકતંત્ર વિરોધી પ્રગતિમાં ફસાઈ ગયું છે, અમેરિકા જે રીતે પ્રતિક્રિયાવાદીઓનો અખાડો છે તેજ રીતે આપણા દેશમાં પણ સાચી આઝાદીનું કંઇક બીજું જ સ્વરૂપ દેખાઈ રહ્યુ છે. દેશનું જ નહીં પરંતુ સમસ્ત જગતનું કલ્યાણ ગાંધીજીના આદર્શો પર ચાલવામાં જ છે. પરંતુ જે પ્રવૃત્તિઓ વિષે ઉપર સંકેત કર્યો છે તેજ દુર્ધર્ષ પ્રવૃત્તિઓને લીધે આપણા જ જીવનમાં વિશ્વના મહાપ્રાણ બાપુજીનો વધ કરવામાં આવ્યો. એ વધની નૈતિક જવાબદારી કોંગ્રેસીઓ ઉપર પણ છે. એવા કેટલા કોંગ્રેસીઓ છે જે કપડાની બાબતમાં પણ સ્વાવલંબી બની શક્યા હોય? મેં પોતે ઘણાયે કોંગ્રેસી એમ. એલ. એ. ને એમ કહેતાં સાંભળ્યા છે કે મહાત્મા ગાંધી તો આદર્શની વાતો કરે છે પણ એ શક્ય નથી. આપણા જીવનનો એ અભિશાપ જ છે કે આ પ્રકારનું વાયુમંડળ દેશમાં ઉત્પન્ન થઈ ગયું.

જે પરિસ્થિતિ આજે છે, એથી તો અનુમાન કરી શકાય તેમ છે કે જો મ. ગાંધીના બનાવેલા માર્ગ પર આપણે નહીં ચાલીએ, જો જનતા જનાર્દન ખાતર આપણે સાચી આઝાદી નહીં મેળવીએ અને આપણું પોતાનું એક રાષ્ટ્રિય ચારિત્ર નહી બનાવીએ તો આપણા દેશમાં ગુંડાશાહી વધવાની જે બીક છે અને કાળાબજારિયાના હાથમાં સત્તા જવાનો જે ભય છે તે સાચો પડવાનો. એટલું સારું છે કે આપણે સાવધાન છીએ. આપણા મોટા મોટા નેતા પણ સાચા રસ્તા પર છે, એમને વિકટ સમસ્યાઓનો સામનો કરવો પડયો છે. સમસ્યાઓ થોડીઘણી ઉકલાતી જાય છે પણ મુશ્કેલીઓ ઘણી છે. આપણે વધારે જાગૃત થવાની જરૂર છે. જો આપણે સાચી આઝાદીના મૂળ તત્ત્વોને સમજીશું તો જ આપણી આઝાદી વિશ્વકલ્યાણનું એક સાધન બની શકશે.

આંદોલન પછીની વાતો પાછળ આપણા દેશના કેટલાયે વર્ષોનો ઇતિહાસ છે, જેના પર પૂરો પ્રકાશ પાડવાનું અહીં શક્ય નથી. અને આથી કહેવા અને લખવા માટે જ હોય તો શું લખવું?

"સબ કહનેકી બાતેં હૈં, કુછ ભી ન કહા જાતા?"

(સંપૂર્ણ)

# મંદિર

નવલભાઈ શાહ

ભોમિયા પણ ભૂલા પડે એવી ખીણો અને કંદરામાં મારા પગ ઘૂમી આવ્યા હતા. જંગલની અટપટી વાટો, ડુંગરને ભુલભુલામણીમાં નાંખી દે એવી ઘાટીઓ, ને વેરાન રણોમાં રખડવું એ જ મારા જીવનનો હેતુ હતો. આવા સાહસભર્યા પ્રવાસની પાછળ શો હેતુ હશે તેની તો મને પોતાનેય ખબર નહોતી, પણ રખડવું મને ગમતું. એ પર્વતોના શિખર વચ્ચે આવતી આઠ દશ ફૂટ લાંબી ઊંડી ખીણોને ઠેકી જવું, ગમે તેવા પરિચિત કે અપરિચિત ઝરણાંને બે હાથ મારી તરી જવામાં એક પ્રકારનો જે આનંદ મળતો તે મને જગતમાં ક્યાંય મળ્યો નથી. લોકો મને સાહસિક કહેતા અને મારા આવા પર્યટનોની વાતો સાહસકથા તરીકે આશ્ચર્ય સાથે સાંભળતા. પણ આ હતો મારો સ્વભાવ. કોઇ ધનને માટે દુનિયા ખૂંદી વળે છે, કોઈ તો વળી પોતાના સ્નેહીજન માટે સમર્પણ કરે છે. જ્યારે હું આવા અનુભવો માટે ઊછળી પડતો. રખડતાં રખડતા અનેક અનુભવો થતા ને કેટલાક તો એટલા હૃદયસ્પર્શી હતા કે આજે એક ક્ષણ પણ હું એમને ભૂલી શકતો નથી.

જંગલ હતું, મારી આંખોથી તો શું મારા પગથીય પરિચિત. એની એકએક પગદંડી મારા પગ નીચે ખૂંદાઇ ગઇ હતી. સાંજનો વખત હતો. એકાએક જોરથી પવન ફૂંકાવા લાગ્યો. એ સુસવાટાની ઝપટમાં ઝાડનાં પાન આવ્યાં. નીચે પડેલું ઘાસ અને ધૂળ આવ્યાં. એક જબરજસ્ત વંટોળમાં હું ઘેરાઈ ગયો. આંખથી એક ફૂટ આગળ પણ કશું સૂઝે નહિ. કઈ બાજુ જવું એ મુશ્કેલ બન્યું. ડાળીઓ કચડ કચડ બોલતી હતી. ઝાડ પડવાના અવાજો થોડી થોડી વારે આવતા હતા. અને વનનાં ભયત્રસ્ત પશુઓનો આર્તનાદ વાતાવરણને વધુ ભયભીત કરી મૂકતો હતો. થોડી વાર થઈ ત્યાં પવનમાં પાણીએ સૂર પુરાવ્યો. આખુંય આકાશ ઘનઘોર વાદળોથી છવાઈ ગયું. સુરક્ષિત ચાર દિવાલોની વચ્ચેય માણસના હૈયાને થંભાવી દે એવી કાળી ઘોર અને ભયાનક એ રાત હતી.

આભમાંથી જાણે કોઈ પાણીની ધારા ન વહાવી રહ્યું હોય! મુશળધાર વરસાદ. ઘનઘોર રાત્રિ. એક ભયાનક દૃશ્ય હતું. બધે જ પાણીપાણી થઈ ગયું. કોઈ ઠેકાણે હાથ ઊંડું તો કોઈ ઠેકાણે વેંત. એ તોફાનથી બચવાને એક ઝાડના ઠૂંઠાને હું વળગી રહ્યો. પાંચદશ મિનિટ થઇ હશે ત્યાં ગભરાયેલો અકળાયેલો એક મોટો સાપ અહીં ધસી આવ્યો અને એ જ ઠૂંઠાની નાની સરખી બખોલમાં ગૂંચળું વાળીને પડ્યો. મેં જોયું તો તેનાં ગાત્ર ટાઢથી ધ્રુજતાં હતાં. તેણે મારી તરફ દયાભરી દૃષ્ટિ નાખી વરસાદ સહેજ ધીમો પડ્યો એટલે આકાશમાં ચમકતી વીજળીના ઝાંખા પ્રકાશે હું આગળ વધ્યો. અર્ધો એક કલાક ચાલ્યો હોઈશ. હજુ માર્ગ મળતો ન હતો. પંથ ભૂલ્યો હતો. ખાડાઓમાં પડતો આખડતો હું આગળ જઈ રહ્યો હતો. ક્યાં જઈ રહ્યો છું તેની મને ખબર પડતી ન હતી. આખરે ઉપલાણ તરફ જતી એક પગથીને મારા પગ અડયા. હું જ્યાં ઊભો હતો ત્યાં ગુઠણથીયે વધારે પાણી હતું. એટલે સહેજ પણ વિચાર કર્યા વિના મારા પગ એ પગથી તરફ વળ્યા. એ તદ્દન અપરિચિત હતી. ગાઢ જંગલને ચીરતી આ પગદંડી મને અંદર ને અંદર ખેંચી રહી હતી. વીજળીના થોડીથોડી વારે થતા ચમકારા સિવાય મારું કોઈ સાથી ન હતું. ત્યાં તો મારે પગે કાંઈ અથડાયું. મેં નીચા નમીને જોયું તો ઇંટનું રોડું હતું. અહા! આવા ઘોર જંગલમાં ઇંટ ક્યાંથી! અને હું આગળ વધ્યો. રોડાંઓનો જ રસ્તો હતો. થોડું આગળ જાઉં છું ત્યાં તો હું જુનાં પુરાણાં ખંડેરોની વચ્ચે ઊભો હતો. ઈંટોના ઢગલા પડ્યા હતા. હવે રસ્તો પણ એ ઢગલાઓમાં છુપાઇ ગયો હતો. ચારે બાજુથી ભયંકર પ્રાણીઓની ચીસો સંભળાતી હતી. દેડકાનું ડ્રાઉં ડ્રાઉં અને તમરાંનો તમતમાટ વાતાવરણને વધુ ગમગીન કરતાં હતાં. વચ્ચેવચ્ચે સાપના અવાજો પણ આવતા હતા. હું થાકથી લોથપોથ થઇ ગયો હતો. ભૂખ પણ કકડીને લાગી હતી. આવાનું



તો પાસે હતું નહિ એટલે એકાદ ઊંચો ટેકરા શોધી આડા પડવાનું વિચાર્યું.

એકાએક વીજળીતો મોટો ચમકારો થયો અને એ ઝબકારામાં સામે ઊભેલું એક જીર્ણ મંદિર મારી આંખે ચડ્યું. હું તે તરફ વળ્યો. મંદિર જૂના જમાનાનો ખ્યાલ આપતું હતું. આજે તે સંપૂર્ણ જીર્ણ થઇ ગયું હતું. એની ઉત્તર બાજુની દીવાલ પડી ગઇ હતી. એના શિખરનાં રોડાં ઉપર લોકો પગ મૂકીને અંદર પ્રવેશતા હશે. એના કેટલાક થાંભલા રોડાં સાથે રોડાં બન્યા હતા, તો કેટલાક ઊંચા કરેલા ઠૂંઠા હાથની જેમ પોતાનો હાથ લંબાવી રહ્યા હતા. એક દીવાલને અઢેલીને હું આડો પડયો. અને થોડી જ વારમાં થાકથી લોથ બનેલું શરીર નિદ્રાને આધીન થયું.

કેટલું ઊંઘ્યો હોઇશ તેની મને ખબર નથી, પણ એકાએક જાણે મને કોઇ ઢંઢોળી રહ્યું હોય એમ મેં અનુભવ્યું. હું સફાળો જાગી ગયો અને બરાડી ઊઠયો, "કોણ છે!" મંદિરનાં રોડાંએ અટ્ટહાસ્ય કર્યું.

મને થયું આ તો ભ્રમણા છે. હું ફરીથી આડો પડયો. આંખ મીંચાઇ ત્યાં તો મારા માથા નીચે દબાયેલા એક પથ્થરે મને વાત કહેવા માંડી:

"મુસાફિર! કાળની ગતિ ન્યારી છે. એક વખત મારો જમાનો હતો. હજારો શું લાખોની સંખ્યામાં લોકો આવી મારી પૂજા કરતા, મારી પાસે નૈવેદ્યના ઢગલા થતા. મારે ખાતર લોકો પ્રાણ કુરબાન કરતા. પણ આજે હું આ બધા ઈંટ અને રોડાંની વચ્ચે એક રોડું બન્યો છું."

મેં બેઠા થઇ મારા માથા નીચે જોયું તો આ એક સામાન્ય પથ્થર ઉપર સાપ જેવી સામાન્ય આકૃતિ દોરેલી હતી. મારા દિલમાં થયું કે હશે કોઇ કમાનનો પથ્થર. અને ફરીથી હું આંખ મીંચી ગયો ઊંઘ જામી ત્યાં તો પથ્થરે શરૂ કર્યું:

"ગાઢ જંગલ હતું. જંગલમાં કોઇ મનુષ્યે પગ સરખોય મૂકયો ન હતો. એક દિવસ ઉત્તર તરફથી એક ટોળી ધસી આવી. હાથમાં પરશુ અને અગ્નિ. તેમણે જંગલ સામે મોરચો માંડયો. ઝાડને કાપી જમીન સાફ કરવા લાગ્યા, પ્રાણીઓ ત્રાહિ ત્રાહિ પોકારી ગયાં. એરુ, માણસોથી ડરી ઊંડાણમાં આવતાં ગયાં. માણસોએ વસવાટ કર્યો. ધીમેધીમે નાની નાની ટોળીઓ અંદરના ભાગમાં પણ ઘૂસતી ગઈ.

"વર્ષો પહેલાંની વાત છે. એક દિવસ એવી જ એક ટોળીએ આ ટેકરા ઉપર પગ મૂકયો. તે દિવસે આ ટેકરો મોટામોટા સાપોનો રાફડો હતો. જંગલ જ્યારે પાણીથી ભરાઇ જતું ત્યારે આખા જંગલમાં એરુ, પ્રાણી આ ટેકરા ઉપર ધસી આવતાં. અહીં એટલાં ઝાડ, પાન ને વેલાઓ હતા કે પગ મુકવાની મુશ્કેલીએ જગ્યા ન હતી.

"જે દિવસે ૨૨ માણસોની પહેલી ટોળીએ અહીં પગ મૂકયો તે દિવસે આખા જંગલમાં ભારે ખળભળાટ મચી ગયો. અંદરઅંદર વાતો ચાલી: 'હવે આપણું શું?' પણ માનવ આગળ તેમનું શું ચાલે?

ગણેશ ટોળીનો નાયક હતો. ૮૫ વર્ષની ઉમ્મર હશે. સફેદ ભરાવદાર દાઢી, પાછળ ઊડતા વાળ, અને હાથમાં પરશુ. તેણે અનેક જંગલો સાફ કર્યાં હતાં. અનેક ઠેકાણે તેણે ડેરા નાખ્યા હતા, અહીં પણ વસાહત કરવાને તે આવ્યો હતો. તેની સાથે સોળ વર્ષની ઉંમરનો તેનો એકનો એક દિકરો શિવગણ હતો. ભારે તેજસ્વી અને મહેનતુ.

"ગણેશે પોતાની પરશુ ઉપાડી અને એક પછી એક ઝાડ સાફ થવા લાગ્યાં. ઝાડનાં મૂળિયાંય ખોદી નંખાયાં. ગણેશથી થોડે છેટે જ શિવ પોતાનું કામ કરી રહ્યો હતો. એના કુહાડાના એક જ ઝટકે ઝાડ કંપી જતાં હતાં. એક મોટી જાળ હતી. શિવે એ જાળ ઉપર ઝટકો લગાવ્યો, અને તે ઉગામેલો ઝટકો ઝાડને કાપીને પાછો વળે છે ત્યાં તો એકદમ ચીસ પાડી ને તે હેઠે પડયો.

"એક કાળા ભમ્ભર નાગણે તેને દંશ દીધો હતો. એક નહિ બે ત્રણવાર અને લાલઘૂમ આંખે તે શિવને





તાકી રહી હતી. આ રાફડા ઉપર ઊગેલું ઝાડ એ નાગણનું ઘર હતું. વરસોથી તે ત્યાં રહેતી હતી. શિવનો પહેલો ઝટકો નાગ ઉપર પડ્યો અને તેના બે કટકા થઈ ગયા. શિવ તો તેની ધૂનમાં હતો. આની તેને ખબર સુદ્ધાંય ન હતી. નાગણે આ સઘળી આંખે જોયું અને ગાડીતૂર તે બહાર નીકળી. દરથી થોડે છેટે જ શિવનો પગ હતો. પોતાનું બધું ઝેર દાઢમાં ભરી તેણે શિવને ડંશ દીધો અને તે ભોંય પર ઢળી પડ્યો.

" શિવની બૂમ સાભળી વૃદ્ધ ગણેશ એકદમ ત્યાં ધસી આવ્યો. જોયું તો શિવ ઝેરનો ભોગ બની ચૂક્યો હતો. પોતાના વાસમાથી તે જડીબુટ્ટી લેવા જાય ત્યાં સુધીમા તો તે રામશરણ થઇ જશે એવી તેને ખાતરી હતી છતાંય તેણે માણસને દોડાવ્યો. પણ તે પાછો આવે ત્યાર પહેલા જ શિવના દેહમાંથી પ્રાણ ચાલ્યો ગયો. આખું શરીર લીલુછમ થઇ ગયુ.

" ગણેશની આંખો લાલઘૂમ થઇ ગઈ એનો ગુસ્સો ઊછળી આવ્યો. અને તેણે હુકમ કર્યો, 'શોધી લાવો એ નાગણને મારી આંખ સામે એના રાઇ રાઈ જેટલા ટુકડા કરો.'

" અને સૌ એ જાળ ઉપર લાંબી પરશુઓથી તૂટી પડ્યા. આખો રાફડો એક પળમાં માટીનો ઢગલો થઇ ગયો. પણ નાગણ હાથ ન લાગી

" તેનું આખું શરીર ક્રોધથી બળી રહ્યું હતું. તેને થતું હતું શું કરું અને શુ ન કરું. તેના હાથમાંથી પરશુ પણ કોઇના વધ માટે કંપી રહી હતી. તે પોતાને ઉતારે પહોંચ્યો ખાટલીમા આડો પડ્યો. પણ તેની ઊંઘ ઊડી ગઇ હતી અને ઊડી જ જાય એમા નવાઇ પણ શી ? સોળ વરસનો કુમળી કળી જેવો શિવ તેના હાથથી ગયો. આખી રાત તેણે ઊંઘ વગર કાઢી અને બીજે દિવસથી તે કામે લાગ્યો, તેની પરશુ કામે લાગી. તે આખો દિવસ પાગલની માફક ભટક્યો અને જ્યાં સાપ જોયા ત્યાં પાછળ ધાઈ એનો વધ કર્યો. તેણે આખા જંગલને સાપ વગરનું કરવાનો સંકલ્પ કર્યો. અરે; .એટલું જ નહિ ક્રોધમા ને ક્રોધમા રોજ એક સાપનો વધ કર્યા વગર નહિ જમવાનો ય સંકલ્પ કર્યો.

" તેના સાથીઓએ તેને ઘણું સમજાવ્યો. પણ હવે ક્યાં તે નાનો હતો ? તેણે કહ્યું, 'આ મારો યજ્ઞ છે. જ્યા સુધી જંગલમાં એક પણ સાપ હશે ત્યાં સુધી ઝંપીશ નહિ.'

" આખો દિવસ તેની પરશુ ચાલતી. તે ભયંકર રાફડાઓને તોડી પાડી સાપને બહાર ખેંચી કાઢતો. નાનાં દરોઓમાં પણ આગ મૂકી એમનો નાશ કરતો. અને જ્યારે તે કોઈ ભયંકર સાપને પોતાની પરશુથી કાપી નાખતો ત્યારે એક પ્રકારનું સુખ અનુભવતો. આમ વર્ષો સુધી ચાલ્યું. હવે તે ઉંમરે પણ વૃદ્ધ થવા આવ્યો હતો તેવું વર્ષનો હશે છતાંય એનો એ સર્પ–વધનો કાર્યક્રમ તો ચાલુ જ હતો.

" એક દિવસનો પ્રસંગ છે તે સુનો છે એ જ સ્થળે એક મોટી જાળ હતી ગણેશ સાપને શોધતો શોધતો એ જાળ પાસે આવી પહોંચ્યો તેની વૃદ્ધ આંખો પણ એક નાના સરખા સાપોલિયાને જોઈ ગઈ તેની આંખમા એકદમ ઝેર ઊભરાઈ આવ્યું. તેણે કછોટો માર્યો. દાંત કચકચાવ્યા અને હાથમાંની પરશુ ઊંચી કરી તે આગળ ધપ્યો. પરશુ એ નાના સાપોલિયાના અંગ ઉપર પડવાની તૈયારીમાં છે ત્યાં જ એક મોટી નાગણ ધસી આવી, ગણેશની સામે થવાને બદલે તે પોતાના સપોલિયા ઉપર ગૂંચળું વળીને બેસી ગઈ. અને દયા ભરી નજરે ગણેશ સામે તાકી રહી.

" ગણેશનો પરશુ ત્યાની ત્યાં જ થંભી ગઇ. નાગણ જાણે તેને કહ્યા ન કહી રહી હોય:'જેમ તું એક પિતા હતો તેમ હું ય એક માતા છુ. તારા અંતરમાં જેમ તારા પુત્ર માટે સ્નેહ હતો તેવો જ પ્રેમ મારા અંતરમા પણ મારા આ નાના બચ્ચા માટે છે. મા કે બાપ ગમે તે જાતનાં હોય તોય છેવટે તો મા અને બાપ છે.'

" અને ગણેશની સામે શિવનું મૃત્યુ તાજું થયું. તે દિવસ પહેલાનું જીવન એને યાદ આવ્યું. પુત્રના



મોહથી આંધો બની કેટલાં કારમા કૃત્યો કર્યાં તે પણ તેની આંખ સામે ખડાં થયાં. એક ક્ષણમાં જ હજારો નહિ, લાખો સાપ તેણે તેની આંખ સામે તરફડી મરતા જોયા. કોઈની પૂંછડી કપાઈ હતી તો કોઈનું માથું છૂંદાયું હતું! એ બધાં મરેલાં પ્રાણીઓ જાણે ગણેશને કહી રહ્યાં હતાં, 'આ બધું શા માટે? ફક્ત એક તારા પુત્રમોહને ખાતર જ ને!'

"ગણેશની આંખમાં ઝળઝળિયાં આવ્યાં. તેણે તેની પરશુ ત્યાં જ ફેંકી દીધી. નાગણને નીચા નમી પ્રણામ કર્યા.

"આ વાતને પાંચ વર્ષ વીતી ગયાં. ગણેશ હવે આંધળો બન્યો હતો. પણ એના અંતરનાં ચક્ષુ ઊઘડી ગયાં હતાં. દ્વેષની બહારની પરશુને ફેંકી દઈ તે અંતરની પ્રેમની પરશુની ધાર તીક્ષ્ણ કરી રહ્યો છે. રોજરોજ પ્રાયશ્ચિત્તનાં આંસુ વહાવી રહ્યો છે. તેના રહેવાના સ્થળની પાસે જ એક નાનકડો પથ્થર છે. એ પથ્થર ઉપર તે બેઠો બેઠો લોખંડના એક નાના ટુકડાથી સાપની આકૃતિ કોરે છે. એ આકૃતિ પાસે બેસી તે ધૂપદીપ કરે છે. તેની પૂજા કરે છે. પ્રાયશ્ચિત્તનાં આંસુ વહાવે છે. ૧૧૦ વર્ષની ઉંમરે એનું અવસાન થાય છે. એ પાષાણની મૂર્તિમાં એવું સત્ત્ હોય છે કે એરુ આભડેલો કોઈ પણ માણસ ત્યાં આવ્યા પછી મરતો નથી. અને જ્યાં સુધી ગણેશ જીવ્યો ત્યાં સુધી તો એનો હાથ ફરતાં જ ઝેર ઓસરી જતું. એ જ પથ્થર ઉપર દેરી ચણાઈ. મોટા મેળા ભરાયા. આખરે મંદિર બન્યું. અને આજે હું એ જ પથ્થર કે જેની ઉપર ગણેશે પ્રેમથી સર્પદેવની મૂર્તિ ચીતરી હતી તે તારા માથા નીચે છું."

આ સાંભળતાં જ હું એકદમ સફાળો બેઠો થઈ ગયો. સવારના ઝાંખા પ્રકાશમાં મેં જોયું તો એક તૂટેલી સાપની આકૃતિ એ પથ્થર પર અંકાયેલી હતી. મેં ઊભા થઈ એને પ્રણામ કર્યા અને મારે રસ્તે પડ્યો.×

×લેખકના "પાથેય" નામના છપાતા નવા વાર્તા-સંગ્રહમાંથી.



## શેષ ચુમ્બન

અનુ. સુરેશ હ. જોષી

દૂર સ્વર્ગે બજે જાણે નીરવ ભૈરવી,
પ્રભાતે કરુણ ચન્દ્ર શીર્ણ સુખચ્છવિ.

મ્લાન થઈ ગયા તારા; પાણ્ડુર વિધુર
પૂર્વ દિગ્વધૂનું કપોલ શિશિરસિક્ત.

ધીરે ધીરે હોલવાઈ ગઈ દીપશિખા
સરી ગઈ યામિનીની સ્વપ્નજવનિકા.

પ્રવેશ્યો બારીએ મારી પરિતાપસમ
રક્તરશ્મિ પ્રભાતનો આઘાત નિર્મમ.

તે જ ક્ષણે ગૃહદ્વારે સત્વર સઘન
અમારું બંન્નેનું શેષ વિદાયચુમ્બન

ઘડીકમાં ધણધણી ઊઠયો ચારે બાજુ
કર્મનો ઘર્ઘર રવ સંસારને પથે

મહારવે સિંહદ્વાર ખૂલ્યા વિશ્વપુરે
અશ્રુજલ લૂછી નાંખી ચાલી ગઈ દૂરે

(રવીન્દ્રનાથ ઠાકુર)



# સાધુતાનો એક અનોખો પ્રકાર !

અ-યાત્રી

આ મારી જુવાનીમાં એક વખત હું, ડુંગરમાળાઓની પેલી મેર આવેલી વૃક્ષકુંજ તરફ ગયો હતો. ત્યાં એક સંતપુરુષ રહેતા હતા. હું ત્યાં ગયો, એને પ્રણામ કર્યા અને અમે સામાન્ય સદ્‌ગુણના સ્વભાવની વાતો ઉપર ઊતરી પડ્યા. એવામાં એક લુંટારો થાકનો માર્યો ખોડંગતો ત્યાં આવી ચડ્યો. એ ત્યાં આવ્યો અને સંતને ચરણે નમીને બોલ્યોઃ 'ઓ સંતપુરુષ ! મને મનમાં શાંતિ મળે એવું કાંઈક અહીં થશે જ ! મારાં પાપ મારા હૃદય ઉપર પથ્થરના ભાર જેવાં પડ્યાં છે!'

અને સંતપુરુષે જવાબ વાળ્યોઃ 'મારાં પાપ પણ મારા ઉપર એટલાં જ ભારરૂપ પડ્યાં છે!'

અને લુંટારુએ કહ્યું· ' પણ હું તો ચોર છું ધાડપાડુ છું!'

સંતે જવાબ આપ્યોઃ 'હું પણ ચોર છું ને ધાડપાડુ છું એનું શું ?'

લુંટારો કહે : 'પણ મહારાજ ! હું તો ઘાતકી ખૂની છું. અને સેંકડોનાં લોહી, મારા કાન પાસે ચીસ પાડતાં મને સંભળાય છે!' સંતે પ્રત્યુત્તર વાળ્યોઃ 'હું પણ ખૂની છું અને મારા કાનમાં પણ એ જ પ્રમાણે સેંકડોનાં લોહી રડી રહ્યાં છે!'

લુંટારુએ હજી એક વધુ વખત પોતાનું ભયંકર પાપ પ્રગટ કર્યું : 'પણ મેં તો અગણિત અપરાધ કર્યા છે.'

'અને મેં પણ અસંખ્ય અપરાધો કર્યા છે!' સંતપુરુષે જવાબ વાળ્યો.

પછી પેલો લુંટારો ઊભો થયો અને સાધુપુરુષ તરફ જોઈ રહ્યો. એની આંખમાં એક પ્રકારનો વિચિત્ર ભાવ પ્રગટ્યો. અને જ્યારે એણે અમારી રજા લીધી ત્યારે એ કૂદતોકૂદતો ટેકરી ઓળંગી ગયો.

મેં સંતપુરુષ તરફ નજર કરી. એમના પ્રત્યુત્તરોનું રહસ્ય મારાથી સમજાયું ન હતું.

'શા માટે પ્રભુ ! તમે તમારી જાતને ન કરેલા અપરાધો માટે અપરાધી ઠરાવવાનો યત્ન કર્યો ? તમે જોયું નહિ એ માણસનો તમારા ઉપરનો વિશ્વાસ ઊઠી ગયો!'

'એ સાચું' સંતપુરુષે જવાબ વાળ્યો 'એ માણસને મારા ઉપરથી વિશ્વાસ તો ઊઠી ગયો પણ એ પોતાના મનમાં ઘણું જ આશ્વાસન લઈને ગયો!'

એ જ વખતે અમે પેલા લુંટારુનો દૂરદૂરથી આવતો ગીતનાદ સાંભળ્યો. એના ગીતના પડઘાએ આખી ખીણને ખુશનુમા કરી મૂકી હતી!

[ ૧ ]

મારો આત્મા

મારો આત્મા જ મારો પરમ મિત્ર છે. એ મને દુઃખમાં આશ્વાસન આપે. વ્યાકુળતામાં રસ્તો બતાવે. જે પોતાના આત્માને પોતાનો મિત્ર બનાવી શકતો નથી, તે માણસ જાતનો અપરાધી છે. અને જે પોતાનું માર્ગદર્શન પોતામાંથી મેળવતો નથી તે વિનાશને પથે જાય છે. જીવન અંદરથી આવે છે; બહારથી મેળવાતું નથી.

હું એકબે શબ્દ કહેવા માટે આવ્યો હતો એ શબ્દો હું તમને વહેલેમોડે કહીશ પણ કદાચ એ નહિ બોલાય તો આવતી કાલે એ બોલાશે. અનંતતાના ઇતિહાસમાં આવતી કાલની એક ખૂબી છે. આવતી કાલ કાંઈ પણ અપૂર્ણ કે ગુપ્ત રહેવા દેતી નથી.

પ્રેમની ભવ્યતા અને સૌંદર્યનો પ્રકાશ એ બંને ઈશ્વરનાં જ છાયારૂપો છે.

હું જો બધાને માટે આવ્યો છું અને સૌના કલ્યાણ માટે છું તો, આજે હું જે એકાંતમાં આચરીશ એનો આવતી કાલે પડઘો પડશે.

મારા અંતઃકરણથી હું આજે જે કહી રહ્યો છું તે જો સત્ય હશે તો આવતી કાલે સેંકડો ને હજારો અંતઃકરણથી એ કહેવાશે!

વિજય સત્યનો અને સૌંદર્યનો હો!



[ ૨ ]

**. . ભલે દેહ પડે**

**સૌ** કહે છે કે શિયાળ ને સિંહ ને છછુંદર બધાં એક જ ઝરણમાંથી પાણી પીવાવાળાં છે! જ્યાં શિયાળ પોતાની તૃષા છિપાવે છે ત્યાં જ સિંહ પણ પોતાની તૃષા છીપાવવા આવે છે! પ્રાણીની આવી રીત જણાય છે. સમર્થ અને નિર્બળ સૌ કામના પાસે લાચાર છે! અને સૌ જાણે છે કે વિહંગરાજ ગરૂડ અને ગીધ, ખોરાક મેળવવા માટે એમની ચાંચોને એક જ શબમાં ખૂંપાવે છે! અને મૃત્યુ પામેલ એ પ્રાણીના શબની હાજરીમાં પોતપોતાના મતભેદ સહી લઈને લડાઈ જગવતાં નથી! પક્ષીની પણ આ રીત જણાય છે! કામના આવી—એટલે ગૌરવનષ્ટ થાય. આકાશી વિહાર ભૂલી જવાય!

પણ આહ! પ્રેમ! તેં, મારી કામનાઓને નાથી છે; અને મારી ક્ષુધા ને તૃષાને ગૌરવ અને ગર્વ આપ્યાં છે—મારી જાત પ્રત્યે મને જરા ઉન્નત દૃષ્ટિથી જોતાં શીખવાડ્યું છે; 'હું? હું આમ કરું?' એટલો ગૌરવભર્યો ગર્વ તેં આપ્યો છે, એટલે હું તને વિજ્ઞપ્તિ કરું છું. મારો સમર્થ અને સનાતન અંશ, મારા નબળા અંશને લોભાવનારી તૃષાને ક્ષુધાને સંતોષ આપવા જેવો નીચો કોઈ વખત ન પડે, એટલું તું જોતો રહેજે! એવું થાય એના કરતાં તો ભલે હું ભૂખે મરું અને તરસ્યે મરું!

અને જે પ્યાલું તેં તૈયાર કર્યું ન હોય, એવું મધુરસનું પ્યાલું લેવા હું હાથ લાંબો કરું તે પહેલાં જાણે મારો દેહ ઢળી પડે અને નાશ પામે! **વરં વહ્નૌપાતઃ**!

[ ૩ ]

**સ્વપ્ન સિદ્ધિ**

તમે જ તમારા અગ્રેસર છો, અગ્રણી છો અને તમે જ તમારો શુભ સંદેશો વહી જનાર છો. તમે જે દુર્ગ આંહીં, આ વખતે ઊભો કર્યો છે, તેના પાયામાં તમારી જ જાત પડેલી છે. પાયામાં પડેલી તમારી જાતનો વિકાસ—એ આ તમારો દુર્ગ! તમારી મહેલાત! તમારી સિદ્ધિ!

અને વળી આ વિકાસ પામેલી, તમારી મહાન જણાતી જાત, એ પણ એક દિવસ પાયારૂપે કામ કરવાની છે! તમારે ઊભી કરવાની ઇમારત એટલી ગગનગામી ને ઉન્નત છે!

અને હું પણ મારો અગ્રેસર છું. સવારના સૂર્યોદય વખતે મારો જે લાંબો પડછાયો પડે તે એ પડછાયો, બપોર વખતે જાણે એકઠો થઈ જઈને મારા પગ આગળ શમી જાય એટલો નાનો બની જાય છે! પણ વળી બીજો સૂર્યોદય—અને એ પડછાયો એટલો જ લાંબો થઈ રહેશે! અને એ લાંબો પડછાયો, બીજા મધ્યાહ્ને પાછો એટલો જ નાનો થઈ જશે! જાણે કે ત્રીજા દિવસના લાંબા પડછાયાની એ શરૂઆત હો! ઊભા થનારા નવા ભવ્ય દુર્ગનો પાયો હોય!

આપણે જ આપણું કામ આગળ ધપાવનારા જાતઅગ્રણી, હમેશાં રહ્યા છીએ ને હમેશાં રહેવાના છીએ. આપણે જે કંઈ અહીં ભેગું કર્યું ને ભેગું કરી રહ્યા છીએ તે સઘળું કોઈ અણખેડ્યા ખેતર માટેનાં માત્ર બીજ બની રહેશે! આપણે પોતે જ આપણું ખેતર, આપણે પોતે જ ખેતી કરનારા, અને વળી આપણે પોતે જ બધું ભેગું કરનારા અને ભેગું થવાપણું પણ આપણી જાત જ ને!

જ્યારે તમે કંઈ અદૃશ્ય ધુમ્મસમાં કેવળ ઇચ્છારૂપે હતા, ત્યારે હું પણ ત્યાં રખડતો હતો—ઇચ્છા રૂપે! ત્યારે, આપણે એકબીજાને શોધ્યા, અને આપણી એ ઉત્સુકતાએ, સ્વપ્નાંને જન્મ આપ્યો. આ સ્વપ્નાંને નહિ કોઈ સમયની મર્યાદા, નહિ કોઈ સ્થળનું બંધન એ દિક્કાલરહિત! ચેતનના ધ્રૂજતા ઓઇ ઉપર જ્યારે તમે મૌનભર્યા શબ્દરૂપે બેઠા હતા, બરાબર એ જ વખતે હું પણ ત્યાં મૌનમહાસાગરમાં એક બીજા શબ્દરૂપે હતો. તમે પણ શબ્દ! હું પણ શબ્દ! પણ પછી તો ચેતના પોતે બોલી અને આપણે 'ગઈ કાલ'ની સ્મરણસમૃદ્ધિ લઈને અને 'આવતી કાલ'ની આકાંક્ષા સંગ્રહીને આંહીં નીચે આવ્યા! જે મૃત્યુને જીતી





ગયા તે આપણી 'ગઈ કાલ' અને જે જન્મને આપણે શોધ્યો એ આપણી 'આવતી કાલ'

ગઈ કાલ એટલે જિતાયેલું મૃત્યુ; આવતી કાલ એટલે શોધાયેલો જન્મ.

અને હવે આપણે ઈશ્વરી હાથમાં છીએ તમે એના જમણા હાથમાંના સૂર્ય છો! અને હું એના ડાબા હાથમાં રહેલી ધરા તે હું, અને છતાં તમે મારા કરતાં વધારે પ્રકાશિત છો એવું પણ નથી.

અને આ આપણે સૂર્ય અને ધરતી—એ પણ બીજા વધારે મહાન સૂર્ય અને ધરતીના જાણે કે શરુઆત જ છીએ અને પૂગી એ છે—આપણે હમેશા શરૂઆત રૂપે જ હોઈશું! વિકાસનો પંથ એટલો ઉન્નત, એટલો ગમનગામી છે!

તમે જ તમારા અગ્રણી છો. તમને અજાણ્યા પરદેશી જન! મારી વાટિકા પાસેથી પસાર થઇ રહેલા તમને, હું આ કહું છું!

અને હું પણ એ જ પ્રમાણે મારો અગ્રણી છું, ભલે હું જીવતવૃક્ષની છાયામાં શાંત બેઠેલો દેખાઉં.

[૪]

**સ્વપ્નદ્રષ્ટા!**

એક વખત એક મહાન નગરીમાં એક સ્વપ્નદ્રષ્ટા આવ્યો. એ પોતાના સ્વપ્નમાં પોતે મસ્ત હતો! એ સ્વપ્નમાં એટલો તલ્લીન કે ન પૂછો વાત! એની પાસે એનાં કપડાં ને હાથમાં એક દંડ—બીજું કાંઇ મળે નહિ!

અને જેવો એ નગરીની બજારમાંથી ચાલ્યો કે ત્યાંનાં મંદિરો, હવેલીઓ, પ્રાસાદો, મહાલયો એમને આશ્ચર્યથી જોઇ જ રહ્યો! રસ્તે જનારાઓને એ વારવાર આ અદ્દભુત નગરી વિષે પૃચ્છા કરે, પણ રસ્તે જનારાઓ એની ભાષા ન સમજે. એ એમની ન સમજે! એટલે એ તો ઊભે બજારે 'આશ્ચર્યવત્ પશ્યતિ' પેઠે ચાલ્યો!

બપોર વખતે એ એક મહાન ભોજનાલય પાસે આવી પહોંચ્યો. પીળા આરસનું એનું મકાન બાંધેલું હતું. લોકો એમાં જતાઆવતા હતા. સ્વપ્નમાં જ રમી રહેલો આ માણસ મનમાં બોલ્યોઃ 'અહીં કોઇ ધર્મસ્થાન જણાય છે! અને એ પોતે પણ એમાં પેઠો!

પણ અદ્દભુત સૌન્દર્યભર્યા સ્થાનમાં પોતે પેઠો છે એ જોઇને એને નવાઇ લાગી! ત્યાં તો મેજની પાસે અનેક સ્ત્રીપુરુષો બેઠાં હતાં. અને તે સૌ ખાણીપીણીમાં તલ્લીન હતાં! મધુર સંગીત ચાલી રહ્યું હતું.

તરંગી સ્વપ્નસ્થ મનમાં બોલ્યોઃ 'આ કોઈ ધર્મસ્થાન નથી જણાતું. કોઇ મહાન પ્રસંગની યાદીમાં રાજાએ લોકને મિજબાની આપી હોવી જોઇએ!

એ જ વખતે એક માણસ, એની પાસે આવ્યો. એણે એને ગજાનો ગુલામ લેખ્યો. તેણે તેને ત્યાં બેસવાનું કહ્યું, અને બે પળમાં તો સ્વાદિષ્ટ વાનગીઓ એની પાસે આવી!

જ્યારે એણે ભોજનને બરાબર ન્યાય આપી દીધો ત્યારે આ તરંગી સ્વપ્નશીલ જવા માટે ઊભો થયો. પણ બારણા પાસે એક ઠાઠમાઠવાળા દ્વારપાળે એને અટકાવ્યો.

સ્વપ્નીને લાગ્યું કે, 'આ રાજકુમાર પોતે જ હશે!' એ એને નીચો વળીને નમ્યો અને એણે એનો ઉપકાર પણ માન્યો!

પણ ત્યાં તો પેલો વિશાળકાય આદમી, એ નગરીની પ્રચલિત ભાષામાં બોલી ઊઠ્યોઃ 'સાહેબ! તમે ભોજન લીધું એનું 'બીલ' તો હજી બાકી છે!'

સ્વપ્નરંગી તો એમાં કાંઇ ન સમજ્યો. એણે તો એને રાજકુમાર લેખી એને વધારે નીચા નમીને એનો આભાર માન્યો!

પણ પેલા દ્વારપાલને તો સિક્કાનું કામ હતું, સલામની વર્ષાને એ શું કરે?

એ સ્વપ્નસ્થને વધારે બારીકીથી જોઇ રહ્યો. એને લાગ્યુ કે આ કોઇ અજાણ્યો જણાય છે. ભાઇના કપડાનું તો ઠેકાણું નથી એ પૈસા ક્યાંથી કાઢવાનો




હશે? ગઢિયો નજર ચૂકવીને ધા મારી ગયો છે! અને હવે ભાગી જવા ઢોંગ કરે છે! એણે તરત તાલી પાડી ને બે પળમાં તો શહેરના ચાર સંરક્ષકો ત્યાં આવીને ઊભા રહી ગયા! દારપાળે કહ્યું તે તેમણે સાંભળ્યું અને એમણે આ સ્વપ્નની તરંગી સાથે ઉપાડયો! બન્ને બાજુ બબ્બે જણા ઊભા રહ્યા, ગઢિયો હાથતાળી દઇ જાય નહિ માટે!

પણ પેલો સ્વપ્નવાસી તો એમનો વેષ અને એમની વિવેકભરેલી રીતભાત જોઇ રહ્યો અને મનમાં ને મનમાં ખુશ થયો કે આ કોઇ પ્રતિષ્ઠિત અધિકારીઓ જણાય છે!

અને એમ ને એમ એ આખું સરઘસ નગર ન્યાયાધીશીમાં આવ્યું! અને ત્યાં બેઠું!

ત્યાં સિંહાસન જેવા આસન ઉપર એક સુપ્રતિષ્ઠિત ગૃહસ્થ બેઠા હતા. એમની લાંબી દાઢી એમના ચહેરાને શોભાવતી હતી. એમનો ન્યાયી ઝભ્ભો ભવ્ય જણાતો હતો. સ્વપ્નીને લાગ્યું આ રાજા જણાય છે! રાજા પાસે પોતે આવ્યો છે એ જાણીને એ તો ખુશ-ખુશ થઇ ગયો!

હવે પેલા નગરરક્ષકો તો આ આખા કિસ્સાની હકીકત ન્યાયાધીશને કહેવા મંડયા! સ્વપ્નીની સામે શી ફરિયાદ હતી એ એમણે કહી. અને નગરન્યાયાધીશે બે વકીલો નીમ્યા! એક આ પરદેશીનો બચાવ કરવા ને બીજો નગરરક્ષકોની વાત સિદ્ધ કરવા! વકીલો ઊઠયા અને એક પછી એક પોતપોતાની દલીલો બોલવા મંડયા! અને પેલો સ્વપ્નતરંગી તો આ બધો વખત મનમાં ને મનમાં, પોતાને કોઇ માનપત્ર રાજાસાહેબ અપાવી રહ્યા છે એમ ધારીને આનંદિત થઇ રહ્યો હતો! આભારની લાગણીથી એનું હૃદય છલકાઈ જતું હતું–ખાસ કરીને રાજા માટે અને પેલા રાજકુમાર માટે, જેણે આ બધો માનપત્રનો પ્રબંધ ગોઠવ્યો હતો! અજાણ્યા પરદેશી માટે કેટલી મમતા!

એટલામાં તો વકીલોની દલીલો પૂરી થઇ. આ સ્વપ્નતરંગીને શિક્ષા થઇ. એની ડોકે એક પાટિયું લટકાવીને એમાં એનો અપરાધ લખવાનો હતો. અને એક ઘોડાની ઉઘાડી પીઠે એને બેસારીને નગર આખામાં એને ચક્કર લગાવીને ફેરવવાનો હતો! એની આગળ ઢોલી ને પડઘમવાળો ચાલવાના! લોકમાં વધુ જાહેર થાય!

અને આ ન્યાયી શિક્ષા તો પૂરઝપકા સાથે પેલા સ્વપ્નતરંગી સાથે ચાલી!

હવે પેલો ઘોડા ઉપર બેઠેલો સ્વપ્નતરંગી તો પોતાની આગળ ઢોલક પડઘમ સાંભળીને ખુશખુશ થઇ ગયો! અને નગરના લોક પણ ચારે તરફથી થોકેથોક એની માનસવારી જોવા ઉભરાયા! એને જોઇ ને એ બધા નાચવાકૂદવા ને હસવા માંડયા. અને છોકરાં તો ખુશખુશાલ બની એની હુરિયો બોલાવતાં શેરીએશેરીએ પાછળ ચાલ્યાં! મોટું સરઘસ થઇ રહ્યું!

અને પેલા માણસનો આનંદ તો હૃદયમાં ક્યાંય સમાતો નથી. એની આંખમાં હર્ષ ઉભરાઈ ચાલ્યો છે! પેલું લટકાવેલું પાટિયું એ કોઈ માનપત્ર હોવું જોઈએ કે જે રાજાએ અતિશય પ્રેમથી એને આપ્યું હતું અને આખું સરઘસ પોતાને મળેલા એ બહુમાનમાં નીકળ્યું હોવું જોઈએ! 'હવે આ એનું સરઘસ નગરીમાં જઈ રહ્યું હતું ત્યાં એના જેવો જંગલમાંથી આવેલો એનો કોઈ માણસ એની નજરે પડયો અને એણે આનંદથી એને મોટેથી બૂમ પાડી:

'મારા દોસ્ત! એ દોસ્ત! કહે તો ખરો આપણે આ કયા ભાગ્યશાળી શહેરમાં આવી ચડયા છીએ? આવી આ આતિથ્યપ્રિય પ્રજા કઈ છે? જે અમે તે આગંતુકને પોતાના મહાલયોમાં ભોજન આપે છે, જ્યાં અધિકારીઓ એને માન આપે છે. ખુદ રાજા એની ડોક ઉપર આવું સન્માનપત્ર મૂકે છે, અને જ્યાં પ્રજા પણ સ્વર્ગના જેવી આતિથ્યભાવનાથી એને રસ્તેરસ્તે વધાવે છે! આ નગરી કઈ?'

પેલો માણસ એની ભાષા સમજ્યો હતો. પણ એણે કાંઈ આ સ્વપ્નરંગીને કાંઈ જવાબ ન વાળ્યો. તેણે માત્ર હસીને જરાક ડોકું ધુણાવ્યું!

પણ સરઘસ તો આગળ વધ્યું! અને પેલા સ્વપ્નતરંગીનો ચહેરો આકાશ ભણી જોઈ રહ્યો અને આભારમિશ્રિત લાગણીથી એની આંખ પ્રકાશી ઊઠી!

*

# એ ભિખારી

મૂળ લેખક : બનફૂલ

અનુવાદક : ઉષા સુરેશ જોષી

કાશીમાં લોકોની ભીડવાળા એક રસ્તાની બાજુએ એક આંધળો ભિખારી બેસી રહે છે. એનો ચહેરો કાળો પડી ગયેલો અધોં બળી ગયેલા જેવો છે. એ આંધળો થોડાક દિવસ થયાં જ આવ્યો છે. ક્યાંથી આવ્યો છે તે કોઈ જાણતું નથી. એટલું જ નહીં, બીજા ભિખારીઓ પણ એ વિષે બિલકુલ અણજાણ છે. એને તમે પૂછો તો ય કશો જવાબ આપે નહીં. રસ્તાની એક બાજુએ ફાટેલું કપડું પાથરીને સંકોચપૂર્વક માત્ર બેસી રહે છે. ભીખ પણ માગે. નહીં માત્ર હાથ ધરીને કશું બોલ્યા વિના બેસી રહે છે. તો ય એને ભિક્ષા મળે છે કાશીમાં પુણ્યાર્થીઓની તો ખાસ્સી ભીડ! પુણ્યસંગ્રહને માટે જ લોકો કાશી જાય એટલે ભિક્ષા આપવામાં કોઈ કંજૂસ બને નહીં. આ મૂંગા ભિખારીને ફાટ્યુંતૂટ્યું વસ્ત્ર પણ અનેક લોકોની ઉદારતાથી ભરાઈ જાય, અધેલા, પૈસા, બે પૈસા, આની, બે આની, ચાર આની–એટલું જ નહીં કોઈક વાર આઠઆની પણ એમાં આવી પડે છે. એક દિવસ તો થોડાક રૂપિયા પણ એમાં પડેલા દેખાયા હતા. અનેક પ્રકારની ખાવાની વસ્તુઓનો પણ ઢગલો થાય છે. પણ ભિખારી કશું બોલ્યા વિના ચૂપચાપ બેસી રહે છે. એની અન્ધ આંખોની દૃષ્ટિ નિર્વિકાર છે. મોડી રાતે રસ્તા પરની અવરજવર બંધ થઈ ગયા પછી એ ધીમે રહીને ત્યાંથી ઊઠે છે. એકઠી થએલી બધી વસ્તુનું પોટલું ખભે નાખીને લાકડી ઠોકતો ઠોકતો ગંગાને ઘાટે જાય છે... ત્યાર પછી એ બધું ગંગામાં પધરાવીને આવતો રહે છે. એને જે જોઈએ તે તો મળતું નથી. ફરી પાછો કપડું પાથરીને રસ્તાની બાજૂએ બેસે છે. આમ એને કેટલા દિવસ બેસી રહેવું પડશે એની કોને ખબર છે?

૨

સાંજ પડવાને ઘણો વખત થઈ ગયો છે રસ્તા પરની અવરજવર ઓછી થતી જાય છે. ત્યાં એક બીજો ભિખારી એ જ રસ્તા પર દેખાયો. વયોવૃદ્ધ, એનું શરીર અષ્ટાવક્ર જેવું, શરીર પર ફાટીતૂટી કંથા ને લંગોટ માથા પરની જટા ગુંચવાઈ ગયેલી; શરીર સુક્કુ, જાણે હાડપિંજર. એ ભિખારી આવીને પેલા ભિખારી પાસે ઊભો રહ્યો અને પોતાની ભિક્ષાની ઝોળી પેલા ભિખારીના પાથરેલા વસ્ત્ર પર ઠાલવી દીધી ઠાલવી દઈને પણ એ ઊભો રહ્યો નહીં. એણે ચાલવા માંડ્યું. પહેલો ભિખારી એકદમ પુલકિત થઈ ઊઠ્યો. જોતજોતામાં એના શરીરમાં અદ્ભુત પરિવર્તન થઈ ગયું. શરીરનો રંગ ગોરો થઈ ગયો. એના વાળ સોનેરી થઈ ગયા આખો ચહેરો જ બિલકુલ બદલાઈ ગયો. ઊભો થઈને એ બૂમ પાડી ઊઠ્યો, "મને ક્ષમા કરતા જાઓ મહારાજ! ચાલ્યા જશો નહીં. હું ક્ષમા ચાહું છું, હાથ જોડીને ક્ષમા ચાહું છું"—વાંકાચૂકા શરીરવાળા ભિખારીએ થંભી જઈને પાછળ જોયું.

સાહેબ કહેવા લાગ્યો ક્ષમા કરો મહારાજ! મને ક્ષમા કરો. કેટલાય દિવસથી તમારી આશાએ બેસી રહ્યો છું. આ શાપિત જીવનનો ભાર હવે વહી શકાતો નથી: કેટલાય રૌરવમાં પાક્યો છું. કુંભીપાકમાં અટવાયો છું. હવે મને આદેશ થયો છે કે ભારતવર્ષમાં જઈને ભિખારીનું જીવન ગાળ. જો કોઈ દિવસ એના હાથની ભિક્ષા પામીશ તો તારો ઉદ્ધાર થશે. એ જો તને ક્ષમા કરે તો તારી મુક્તિ થશે. મને ક્ષમા કરો મહારાજ!"

વાંકાચૂકા શરીરવાળા ભિખારીનું મુખ પણ આનન્દથી ઝળહળી ઊઠ્યું. બોલ્યો: "ચાલો, આટલા દિવસે તમારાં દર્શન થયાં ખરાં."

"મિસ્ટર હેસ્ટિંગ્સ! હું યે તમને જન્મજન્માન્તરથી શોધ્યા કરું છુ. મેં તમને ક્ષમા આપી છે એટલું તમને જણાવ્યા વિના મને મુક્તિ મળવાની નથી."

"ત્યારે તમે મને માફ કર્યો ને!"

"જરૂર"

જોતજોતામાં વાંકાચૂંકા શરીરવાળો વૃદ્ધ ભિખારી સૌમ્યદર્શન બ્રાહ્મણમાં ફેરવાઈ ગયો. વોરન હેસ્ટિંગ્સ અને મહારાજ નંદકુમાર એકબીજાને આલિંગ્યા.

(સંપૂર્ણ)

# વતન છોડયું

વ્રજલાલ ત્રિવેદી

## આખરે વતનની મીઠી ગાંઠ છોડવી પડી.

ગામના ગઢની રાંગે મારા એક મિત્ર સાથે ફરતો હતો. દેશાવર ઘૂમેલા એ વડીલ મિત્ર સાથે દિલ ખોલવાની ઇચ્છા થઈ. મીઠી ચાંદનીના રૂપેરી પ્રકાશમાં સીમાડાનાં ઝાડવાંઓ થોરની વાડોની ઓથે વિશ્રાંતિ લેતાં હતાં. સડક ઉપર ટહેલતાં મેં કહ્યું કે, આ વખતની સફરમાં તો હરિભાઈ ! તમારી સાથે સિંગાપોર તેડી જાઓ તો સારું. થોડા દિવસોમાં હરિભાઈ સિંગાપોર જવાના હતા એટલે સ્વાભાવિક વાત ઉખેળી મેં બધી મારી પરિસ્થિતિ જણાવી. કેટલોક સમય થયાં અમે એકબીજાના સ્વભાવથી પરિચિત હતા. તેમણે પણ કહ્યું કે, "આવવું હોય તો થઈ જા તૈયાર. અહિંથી અમદાવાદ જઈશું. ત્યાં એકાદ મહીનો રહી જો અનુકૂળતા હશે તો આગળ જઈશું." મને પણ થયું કે આગળની વાત આગળ ઉપર અમદાવાદ તો પહોંચવું જ.

કોઈ નિશ્ચિત ધ્યેય પ્રાપ્ત કરીને નીકળવાનું નહોતું. તકદીરનું પ્રથમ પગથિયું ચઢાવવામાં કોઈ પણ કામ રસ્તામાં ભટકાય તો ઝડપી લેવું, એ જ નિશ્ચય હતો. બીજે દિવસે પિતાને વાત કરી. તેમની જીવનસંધ્યા વૃદ્ધ ચહેરા પર નમતી હતી. અતિ વાત્સલ્યતાથી અને ગંભીર ભાવે કહ્યું કે, "હવે કયાંઈક સ્થિર થઈ જા તો સારું. હું હવે ખર્યું પાન કહેવાઉં. તને ઊજળો દેખીને ઠંડાઉં તો મનમાં શાંતિ થાય." પિતૃવાત્સલ્યની મૂડી સાથે મારે વતન છોડવાનું હતું. મિત્ર સાથે અમદાવાદ પહોંચવા મારે ગાડીભાડાની વ્યવસ્થા કેવી રીતે કરવી તે મુંઝવણ ઉપસ્થિત થઈ. મારા ગળામાં એક સોનાની સાંકળી રૂપિયા બાવીસની હતી. કેટલીક દક્ષિણા અને પરચૂરણ કામ કરી આ સાંકળી કરાવેલી. આજ તેના સદુપયોગની ઘડી આવી પહોંચી. એક સોની મિત્ર પાસે તે તૈયાર કરાવેલ અને તેની જ પાસે જઈ સાંકળી વટાવવાની વાત કરી. સોની બહુ નિકટનો મિત્ર હોવા છતાં તેણે બાવીસની કિંમતની સાંકળીના અઢાર રૂપિયા આપવા કહ્યું, મિત્ર તરીકેની ફરજ બજાવી સોનીએ મારા આપત્તિકાળમાં છ રૂપિયા કાપીને સંતોષ માન્યો. ત્યારે એક સૂત્ર યાદ આવ્યું કે, "સોની કોઈનો મિત્ર ન હોઈ શકે." અઢાર રૂપિયા લઈ સીધો કાપડવાળાની દુકાને જઈ પિતા માટે નવ રૂપિયાનું કાપડ ખરીદ્યું. ત્રણેક રૂપિયા તેમને વાપરવા આપી બાકી રહેલા રૂા. ૬) સાથે હું અમદાવાદ જવા તૈયાર થયો.

ધીંગામસ્તી અને રખડપટ્ટીની વૈભવી (!) મોજો માણ્યા બાદ જનની જન્મભૂમિનો વાત્સલ્ય–ખોળો છોડવાની ઘડીઓ આખરે નજીક આવી પહોંચી. અવારનવાર વતનને છોડવાના ઘણા પ્રસંગો સાંપડયા હતા. પરંતુ જન્મભૂમિથી વિદાય લેવાની હૃદયવેદના આવી કોઈ વખત થઈ નહોતી. આજ કોઈ કુદરતી રીતે જ આવું મનોદુઃખ ઊપટી આવ્યું. આ વખતની વિચારમાળાની પરંપરા લેખનમાં યથાર્થ ઊતરી શકે એ તો સંભવિત નથી. વૃદ્ધ પિતાની જીવનસંધ્યા એક બાજુ ઝરમર ઝરમર ઓસરતી જતી હતી. એવું જ બીજી બાજુ પુરાતન ઘરના આંગણામાં સદાએ ચારે બાજુ ગોકુલઅષ્ટમી અને વચમાં અગિયારશ રાસડા લેતી હતી એવી વિશાળ સમૃદ્ધિની કલ્પના માત્ર ઉપરના વાક્યમાં આવી જાય છે. વહેલા ભળકડે જવાનું હતું. આગલી રાત ભાંગતી જતી હતી. સાથે લઈ જવાનો સામાન તૈયાર થઈ ગયો હતો, ગુલાબી અને કેસરી રંગમિશ્રિત ચીતરેલ ડિઝાઇનવાળી એક નાની ટ્રંકડી. ઉપરથી શોભતી દેખાતી ટ્રંકડીમાં એક ફાટેલું ફાળિયું, એક પિત્તળની ટબૂડી. એક અડધી બાંયનું બાંડિયું. છસાત ઢેબરાંની એક નાની પોટલી; આટલી સામગ્રી ગોઠવી રાખી હતી.

આખી પાતળી ઊંઘ લઈ હું વહેલો ઊઠી ગયો. જાણે આજ વેદનાનું પ્રભાત ઊઘડતું હતું. હૈયું ભારે હતું. અંધારું હતું. આભમાં તારોડિયા ડોકિયાં કરતા અદૃશ્ય થતા જતા હતા. પિતા જાગ્યા, આંસુભરી તેમની આંખ પણ આજ છલકાણી. ખાટલામાં બેઠા





થયા હાથમા માળા ફરતી જતી હતી મને ઘણુ બધુ કહેવુ હતુ પણ જીભ કહેવાને અશક્ત બની ગઇ ખૂબ ગળગળા થઇ ગયા માત્ર તેમની ઊંડી ગયેલી આ ખોમાથી નીકળતા પ્રવાહે જે કહેવુ હતું તે કહી દીધું વર્ષો પહેલાનો એ પ્રસ ગ એ દર્દભર્યું દશ્ય આજે લખતાલખતાં પણ મારી આંખો ભીજવી રહ્યું છે. અતિશયોક્તિ જરાયે નથી જન્મ ભૂમિનો ઘવાયેલ પ્રેમી આવી પરિસ્થિતિમાંથી પસાર થયો હશે એ જરૂર થોડામા ઝટ્ સમજી જશે.

નાહીધોઈ પરવારી તૈયાર થઈ ગયો મનમાં થયું ઘરમાં જઇ ચારે તરફ એકવાર છેલ્લી નજર કરી લઉ ગ્યાસતેલના કમાની બળતી વાટ એક પેડલી ઉપર ધ્રુજતી બળતી હતી એ જરા ઝાંખા પ્રકાશમાં સે મારી ભવિષ્યની થાપણ નોંગખી લીધી કરાની ભીતને અઢેલીને ઊભેલ વરસોજૂનો પટારો બિચારો કાટ ખાધા કરતો હતો સડી ગયેલ કાથીના ગૂચળા અને ગોદડાંના ગાભાઓનુ એ વગરતાળાએ રક્ષણ કરતો હતો કેટલાંક પિત્તળનાં ઠામરાં અભરાઇ ઉપર ધૂળથી ઢકાયેલા પડી રહ્યાં હતાં ભાગેલ કાટના ખપેડા ઉપર અસ્તવ્યસ્ત થયેલ નળિયાની તડામાંથી ઘેરા આકાશનાં તત્ક્ષિયા દષ્ટિએ પડતા હતાં ગોખલામાં બેત્રણ લાકડાની મોઘરીઓ સપીને પડેલી હતી લાકડનુ એકાંતરા સેવન આંખ આગળ ખડુ થયું એની મહોબત છુપી શકે એમ નહોતી શરીરના સ્નાયુઓની તાકાત એણે અજબ બક્ષેલી હતી તાજા ઘીનો ચળકાટ જ્યારે જોઉ ત્યારે ચમ કતો માલમ પડે આજે પણ એણે મારી આંખને ચમકાવી દિવાલના વચલા ભાગના ગોખલામાં પિતાનુ પૂજાસ્થાન હતું ચિત્રના અભ્યાસની પ્રથમ શરૂઆતમા પિતાએ કહેલુ કે સ્વામીનારાયણ ભગ વાનની એક મૂર્તિ આલેખી આપ આવડ્યુ તેવી રીતે પ્રેમથી એ મૂર્તિ ચીતરેલી મારા પિતા નિયમિત એ મૂર્તિનુ પૂજન કરતા મૃત્યુની આખર ઘડી સુધી એમણે ભાવથી એનુ પૂજન કરેલુ એ પવિત્ર સ્મૃતિ હજી પણ મારી પાસે છે ગોખલામાં પધરાવેલ એ સ્મરણમૂર્તિના દર્શન કરી હુ ઝપાટાબધ ઓસ રીમા આવ્યો વખત પસાર થતો હતો ટાવરના ઘડિયાળમાં પરોઢના ચારના ટકોરા થયા ઓશરીના બહારના ખૂણામાં એકમે મોટી ગેડી અને લુગ ડાંના ગાભાની બનાવેલ ઘમણો પડી હતી અજવાળી રાતના ગઢની રાંગે અને શેરીઓમા લુગડાંના ગઠેલ દડા અને ગેડીઓથી અમે રમતા ત્યારે એના પડ છંદ અવાજો ખૂબ મસ્ત બનાવતા ખૂણામા પડેલા એ ગેડીદડાએ મૂગી સજ્ઞા કરી કે અમારી મહોબત આ છેલ્લી છે હવે એ ધુમ તમે નહિ જોઇ શકો અને સમય જતા આખરે એવુ જ બન્યું સાદાચાર થયા ચોકમાથી મોટરના ભુગળાનો અવાજ સભ ળાયો પિતાના આશીર્વાદ સાથે પ્રણામ કરી ઘર બહાર નીકળી ગયો

મોટરનુ હેન્ડલ ફર્યું બ્રાહ્મ મુહૂર્તના શાંત વાતાવરણમાં એક ઘુરઘુરાટ ઉદ્ભવ્યો એના અવાજથી ટ ડેલિયા ને ઊચાં ઝાડો પગ નિદ્રા લેતા મોરલાઓ ગહેક્યા અને પુન શાંત પડી ગયા મોટરમા ભીડ સારી હતી રબારીની એકમે કન્યાઓ સાસરે જતી હતી બાજુમાં બેઠેલા પડછંદ રબારીઓ હોકલીની મીઠી ઘુટના લાંબા શ્વાસ ખેચતા હતા મોટરનો વેગ વધ્યો અને હળિયાદનો ( પશ્ચિમનો ) મુખ્ય દરવાજો વટાવી દીધો

ગઢની રાંગના કાંગરાઓ ઝડપથી પાછા હઠતા હતા સામેથી ઠડા પવનની લહેરોમાં જન્મભૂમિનાં સ્મરણસ્થળો મૂર્તિમત સ્વરૂપે એકપછી એક સામા આવતા જણાયા. સ્મરણસ્થળોની ઊડતી રજકણોએ ભૂતકાળના ઇતિહાસ ઉલેખ્યા ઝાંઝરીઓનાં ઝણકાર કરતાં પગલાઓના રજકણો શેરીમાંથી ટહૂકે છે

શેરી વળાવી સજ્જ કરુ ઘેર આવોને
આંગણીએ વેરીશ ફૂલ વાલમ ઘેર આવોને'

ચોકમાં રમતા ફુદ્દુ અને ચકભિલ્લુના જોડીદારો મોટરમાથી બેચવા માંડ્યા સ્મશાનનાં છાપરાં અને ચોરની વાડો પાછળથી ડોકિયાં કરતો શ્રાગી જેવો ચઢ્યો ગઢની રાંગે એકવાર ગેડીદડાની બઘડાટી



ઓલાવવા લલચાવવા લાગ્યો. હુતાશનીના પ્રસંગો જાણે ખડા થયા. ધેરૈયા બોલ્યા "ફાગ તો સાંભળતો જા. આવું ઊંચું સાહિત્ય ક્યાં સાંભળવા મળશે ?"

હુતાશણીના અગ્નિની ભવ્ય જ્વાળાઓ સમક્ષ લોડણ–ખીમરો, રૂપા ને લખમશી, એવી ઘણી પ્રેમ-કથાઓ દુહામાં સાંભળી હતી. કંથારવાળા હનુમાન મને ભૂતનાથ મહાદેવના ઓટલા ઉપરથી જાણે પડકારવા માંડયા કે ભૂલી ગયો ? નાનપણમાં મને છેતરીને ખૂબ પ્રસાદ ઉડાવી ગયો છું. બડો લુચ્ચો ! હવે નાસી જાય છે ના ?

બુદ્ધ અને સિદ્ધનાથનાં ભવ્ય શિવલિંગોને કેમ ભુલાય ? તેણે તો જાણે મને પ્રેમથી આશીર્વાદ આપ્યો કે ખુશીથી જા. જ્યારે અહીં આવીશ ત્યારે આવી ને આવી જ સ્થિતિમાં અમુનમ અમને બેઠેલ જોઈશ. ઉતાવળી નદીનો સુરમ્ય કિનારો, અને એની ભેખડો ઉપરથી ખાધેલા ધૂબકા એ બધું તાજું થયું. બે કાંઠામાં છલકાઈને સામેપૂર ધસી આવતી નદી. શાળામાં અભ્યાસ દરમિયાન એનો કિનારો ને ભેખડો ખૂબ સેવેલાં.

મોતી ઝૂલતા જાળ્યનાં તરુવરો ઊગતા સૂર્યના પ્રકાશમાં ઝળહળી ઊઠયાં: ત્યાં ખૂબ ભટકેલા. ઝાડે ચઢેલા. અને મન ફાવે એમ તોડી તોડી એ રંગ ભર્યાં પીલુમોતીઓ ખાધેલાં. સોનેરી ફૂલછોડયી સજેલી વાટ આંખ સામે પથરાવા માંડી. એ કારુણ્ય-મૂર્તિ વતનની પ્રતિમા ઝાંખી થતી દેખાઈ. એના પાલવનો મંદ પમરાટ પવનથી ઊડતો મારા ગાલને ભટકાવા માંડયો; ભારે આંખ ઊંચી કરીને જોયું તો છેલ્લાં વાક્યો કહેતી સંભળાઈ: આ વતનની ગોદ ભૂલીશ નહિ, આ ખોળે ખૂબ ખેલ્યો તે હૃદયમાં ચિરકાળ સુધી સાચવી રાખજે. આશીષ.

આંખની પાંપણો અચાનક ભીની થઈ. આંખો લૂછી સ્વસ્થ થઈને પાછળ જોયું તો ચમારડીના ડુંગરો પાછળથી સોનેરી કિરણોનો પ્રકાશ લીલાં ખેતરો ઉપર પથરાતો જતો હતો. મારા વતનના શીમાડાને પાછળ ને પાછળ ધકેલતી મોટર પૂર વેગમાં આગળ દોડી જતી હતી.



## શૉના ચાબખા

જેનાથી થઈ શકે તે કરે છે, ન થઈ શકે તે શિક્ષકનો રોજગાર લે છે.



સ્ત્રીનું કામ છે કે એ બને એટલી ઝડપે પરણી લે; પુરુષનું કાર્ય એ છે કે એ બને ત્યાં લગી કુંવારો રહે.



પોતે જ્યારે થોડી અગવડમાં મૂકાયો હોય ત્યારે અંગ્રેજને એમ લાગે છે કે એ નીતિને પાળે છે.



# મોં અને દાંતની સંભાળ

ભૂપતરાય મો. દવે

આપણા શરીરને તન્દુરસ્ત રાખવા માટે અને મુખની શોભા વધારવા માટે દાંત સૌથી કિંમતી છે. સુંદર, મજબુત અને સ્વચ્છ દાંત શરીરસ્વાસ્થ્યની પ્રથમ નિશાની છે. જેના દાંત ગંદા, પીળા, છારીથી ભરપુર અને નબળા છે તે માણસ અનેક રોગથી પીડાય છે. હેરાન થાય છે. જેના દાંત નબળા છે તેની પાચનક્રિયા બગડેલી હોય છે. જેના દાંત ચીકણા પીળા અને સડેલા છે તે ઘણું કરીને કબજિયાતથી પીડાતો જોવામાં આવે છે. આવા લોકો દવાના સેવનથી જીવવાનો પ્રયત્ન કરે છે. જ્યાંસુધી દાંતનું આરોગ્ય ન સચવાય ત્યાં સુધી ભોજનની મુશ્કેલી વધે છે. ખોરાક યોગ્ય રીતે ન ચવાય તો જઠરમાં દુખાવો થાય છે અને પેટના અનેક દર્દો જન્મે છે. ગેસ, કબજિયાત, અજીર્ણ વગેરે દર્દો ખોરાક બરાબર ન ચાવવાને લીધે થાય છે દાંતનું મુખ્ય કાર્ય ખોરાકને ચાવીને પ્રવાહી બનાવવાનું છે,

દાંત નબળા અને ગંદા થવાના કેટલાક કારણોમાં સૌથી પ્રથમ દાતણ કાળજીપૂર્વક ન કરીએ છે તે ગરમ પદાર્થો ચા, વરાળ નીકળતી રોટલી, દાળ કે બીજા એવા ખાદ્ય પદાર્થો ઊના ઊના ખાવામાં આવે છે તો દાત અને જઠર નબળાં પડે છે. મીઠાઇ, ખાંડ કે વધારે પડતા ગળ્યા પદાર્થો ખોરાકમાં લેવાથી પણ દાંતનું આરોગ્ય બગડે છે. બરફ કે એવા બીજા ઠંડા પદાર્થો સ્વાદની ખાતર નિત્ય ખાવાથી પણ અનેક લોકોના દાંત નાની ઉંમરમાં પડી ગયેલા જોવામાં આવે છે.

આજકાલ નાનાં બાળકોમાં દાંતના વિવિધ રોગો વધારે પ્રમાણમાં માલમ પડે છે. તેનું મુખ્ય કારણ ચોકલેટ, પિપરમેન્ટ, આઈસક્રીમ, ... રંગીન ગળ્યા ગોળા, મીઠાઈઓ વગેરેને ગણાય. ઉપરના પદાર્થો ખાવાથી દાંત બગડે છે એટલું જ નહિ સાથે સાથે શરીરનું આરોગ્ય કથળે છે. ગળાના કાકડા વધવાનો રોગ બાળકોમાં મોટા પ્રમાણમાં જોવામા આવે છે. ફેફસાં બગડવાં, ઉધરસ, શરદી, સળેખમ વગેરે રોગો ઠંડા પીણા અને ખાંડની મીઠાઈને લીધે જન્મે છે. મીઠાઇ દાંતનો મહાન દુશ્મન છે. માબાપોએ આવી નુકશાનકારક ચીજો બાળકોને ખાવા માટે ન આપવી જોઇએ. દાંત બગડવાનાં કેટલાક કારણોમા જમ્યા પછી મીઠાના પાણીના કોગળા કરવા જોઇએ તે કોગળા ન કરતા જેમતેમ પાણી પીને મોં સ્વચ્છ કર્યા વગર રહી જાય છે. જેથી મોં સાફ નથી થતું અને ખોરાકના બારીક કણો દાંતની પોલાણમાં ભરાઇ રહે છે. આ કણો સડે છે. પરિણામે દાંત બગડે છે. લાંબે ગાળે તેમાં સડો પેદા થઇને દાંત ખવાઇ જાય છે. પોલાણ પડે છે. દાંત સડીને, ટુકડા થઇને બહાર નીકળી જાય છે.

દાંતને નરમ પદાર્થો ચાવવાની ટેવ પાડવાથી પણ દાંત ઢીલા અને પેઢાં કમજોર થાય છે આ પ્રમાણે લાંબો સમય દાંતને યોગ્ય કસરત ન આપવામાં આવે તો દાતના પેઢામાંથી લોહી નીકળે છે. આમાંથી પાયોરિઆ જેવા રોગનો જન્મ થાય છે.

દાંત બરાબર સાફ ન રાખવાથી તેના પર પીળી છારી બાઝે છે. છારીને લીધે દાંત અને પેઢાં નબળાં પડે છે. પરિણામે પેઢાંમાંથી પરૂ નીકળે છે.

દાંતને તન્દુરસ્ત રાખવા માટે કેટલાક ઇલાજ છે જેવાં કે દાતણને બરાબર ચાવીને કાળજીપૂર્વક એક પછી એક દાંતને ઉપરનીચે અંદરના ભાગમા ધીરે ધીરે ઘસવું. આ કાર્ય નિત્ય કરવાનું છે. સવારે અને સાંજે આ પ્રમાણે દાતણ કરવામાં આવે તો દાંત કદી બગડશે નહિ તેમ નબળા પડશે નહિ.

ખોરાકમાં ખાસ કરીને શક્ય હોય તેટલા પ્રમાણમાં ગાજર, કાકડી, ટમેટાં, મૂળા, કોબી, ડુંગળી વગેરેની કચુંબર કરીને અથવા એમાંથી એકાદ પદાર્થ લઇને ખૂબ ચાવીને ખાવાની ટેવ પાડવી. શેરડી ચૂસવી, કોપરું, સૂકાં ફળો વગેરે ખૂબ ચાવીને ખાવાં જોઇએ. આ ઉપરાંત ઘઉંના લોટની કડક ભાખરી, બાજરીના લોટનો કડક રોટલો, ચણા વગેરેનો ખોરાક તરીકે ઉપયોગ કરો. આ પદાર્થોને



ચાવવાથી દાંતને અને પેઢાંને પૂરતી કસરત મળવાથી દાંત અને પેઢાં મજબૂત બને છે.

આ ઉપરાંત ખોરાકમાં તાજું દૂધ લેવાથી ચૂનાનું તત્ત્વ મળે છે જે દાંત અને શરીરવિકાસમાં અત્યંત મદદરૂપ બને છે. લીલા શાક, ભાજીઓ, દહીં, તાજી છાશ વગેરે પણ આરોગ્યવર્ધક છે.

સંતરા, મોસંબી, સફરજન, અંજીર, જરદાળુ, પાકાં કેળાં, ચીભડું, પપૈયું, બદામ, મગફળી, કાજુ, કાળી દ્રાક્ષ વગેરે ખૂબ ચાવીને ખાવાથી દાંતને કસરત મળે છે તેમજ શરીરમાં તાકાત વધારે છે.

ટૂથબ્રશ વાપરવાથી દાંત સ્વચ્છ રહે છે. દરરોજ ટૂથબ્રશ ન વપરાય એ ઇચ્છવા યોગ્ય છે. કારણકે દરરોજ ટૂથબ્રશ વાપરવાથી દાંત ઉપરનું સફેદ પડ નબળું પડે છે. ટૂથબ્રશ વાપરતાં પહેલાં મીઠાના ઠંડા પાણીમાં પાંચ મિનિટ રાખી મૂકવું, જેથી એના રેસા નરમ-મુલાયમ થશે અને જંતુઓ હશે તો તે નાશ પામશે.

ટૂથબ્રશ કરતી વખતે દાંતના પેઢાં છોલાવાં ન જોઇએ. ટૂથબ્રશ નરમ વાપરવું. તેમજ સૌનું જુદું રાખવું.

ટૂથબ્રશ અને તાજા લીલા દાતણનો ઉપયોગ કરવાથી દાંત તન્દુરસ્ત, સ્વચ્છ અને મજબૂત રહે છે—ટૂથ બ્રશની સાથે પેસ્ટ અથવા મંજનનો ઉપયોગ કરવો જરૂરી છે.

દરરોજ લીલા તાજા બાવળના દાતણથી દાંત મજબૂત અને દૂધ જેવા ઉજળા બને છે.

મોટી ઉંમરની બહેનોએ દાંતની કાળજી રાખવી જોઇએ; કારણકે દર સુવાવડ વખતે તેમના શરીરમાંથી ચૂનાનું તત્ત્વ ઓછું થાય છે. કેટલીક બહેનોને દાંતે તમાકુ ઘસવાની ટેવ હોય છે. દરરોજ તમાકુ દાંતે ઘસવાથી દાંત મેલા અને નબળા બને છે. આ ટેવ લાંબે ગાળે નુકસાન કરનારી છે. આવી કુટેવો વહેલી તકે તજી દેવી જોઇએ.

નાના બાળકોનાં દાંત પ્રત્યે માબાપોએ શરૂઆતથી કાળજી રાખવી જોઇએ. નાનપણથી બાળકોને દાંત સાફ રાખવાની ટેવ પાડવી, દાતણ કેમ અને કેવી રીતે કરવું એ બધું વીગતવાર બાળકોને સમજાવવું જેથી કરીને બાળકો પોતાના દાંત સ્વચ્છ રાખવા કાળજી રાખશે, નાનપણમાં પડેલી સારી ટેવ કાયમ માટે ભુંસાતી નથી.

### આટલું જરૂર કરો

દાતણ કરવાની ક્રિયાને મહત્ત્વભર્યું સ્થાન આપવું જોઇએ. વેઠ કાઢવા માટે દાતણ નથી કરતા એમ સૌ કોઇ યાદ રાખે.

દાંત સાફ કરવા માટે બાવળનું દાતણ તાજું, લીલું હોવું જોઇએ. દાંતના પેઢાને નિરોગી રાખવા માટે તલના તેલનું આંગળી વડે પેઢા પર પાંચ મિનિટ ધીરેથી માલિશ કરવું જેથી કરીને દાંત અને પેઢાં વધારે ચોખ્ખાં અને મજબૂત રહેશે. દાંતમાંથી નીકળતું લોહી અને પરૂ થોડા દિવસોમાં બંધ થશે.

દાંતનું આરોગ્ય સાચવવા માટે પ્રથમ કબજિયાતને દૂર રાખો. જ્યાંસુધી કબજીયાત હશે, ત્યાંસુધી દસ્ત બરાબર સાફ નહિ આવે અને ત્યાંસુધી દાંત ચોખ્ખા અને તન્દુરસ્ત નહિ રહે એ તદ્દન સાચી હકીકત છે.

સોપારી, તમાકુ, અત્યંત કઠણ પદાર્થો, ગરમ પદાર્થો, ઠંડા પીણા આ બધા દાંતને બગાડનારા પદાર્થો છે. એનાથી દૂર રહેવું.

દાંત સડતા હોય કે દાંત ઢીલા પડતા હોય કે દાંતમાંથી લોહી કે રસી નીકળતી હોય કે દાંત તદ્દન પીળાં અને ખેરીથી ભરપૂર હોય ત્યારે દાંતના નિષ્ણાત ડોકટરની સલાહ લેવાનું ચૂકશો નહિ.

હલકા પદાર્થોમાંથી બનાવેલાં દંતમંજનો કે ટૂથપેસ્ટો વાપરવાં નહિ.

જમ્યા પહેલાં અને પછી મીઠાના પાણીના કોગળા કરવાથી દાંતનાં દર્દો થતાં નથી. દાંતનાં દર્દોમાં અને મોં સાફ રાખવા માટે મીઠું ઔષધનું કામ આપે છે.

જેના દાંત ચોખ્ખા, તન્દુરસ્ત, દૂધ જેવા ઉજળા અને મજબૂત છે તેનું આરોગ્ય કદી બગડતું નથી.*

*ઓલ-ઇંડિયા-રેડિયો મુંબઇથી તા. ૧૮-૧૦-૪૯ને રોજ થયેલ વાર્તાલાપ, ઓલ-ઇંડિયા-રેડિયોના સૌજન્યથી.

# [૩] એવો દેશ.... હિંદદેશ ઊઠશે ?

ચંદ્રભાઈ ભટ્ટ

અહીં માનવ જાતનો મોટો ભાગ વસે છે. અહીંના સંસ્કારભંડારોએ સૈકાઓના શાણપણ અને ચિંતન સાચવી રાખ્યા છે. અહીંનાં જ દોલતખાનાની દંતકથાઓએ જગતભરના ડાકુઓને અહીંની સરહદો પર દરેક જમાનામાં દોડાવ્યાં છે. એવો લોહચુંબક દેશ... હિંદદેશ !

અહીં સાઇબીરિયાના ભૂખરા(સ્ટેપી) મેદાનોમાંથી ભૂખ્યાં ટોળાં ધસી આવ્યાં હતાં, અહીં ઇરાનના વેરાનોમાંથી લોલુપ વિજેતાઓ ઊતરી પડયા હતા અને અહીં જ અરબી રણોમાંથી અલ્લાના અનુયાયીઓએ દોટ દાધી હતી, અને છેલ્લી અહીં અંગ્રેજી શાહીવાદી જંગલિયત જામી પડી.

અહીં મનુશાસનોના સંસ્કાર ગુંજી ગયા હતા અને બ્રાહ્મણોની તરવારોએ ખૂનખાર જંગ જગાવ્યા હતા અને અહીં તીર્થંકરોએ દેહ સુકવ્યા'તા તથા તથાગતોએ માનવતાના સંઘ રચીને તપ માડયાં'તાં. અહીં સંસ્કારો ફૂલ્યાફાલ્યા ને કરમાયા. અને અહીં જ જ્ઞાનવિજ્ઞાન અને ચિંતનના પ્રકારો ઊગ્યા, આથમ્યા અને વિલાઈ ગયા.

અહીં જગતભરમાં અજોડ એવો હિમાચળનો કુદરતી કિલ્લો પંદરસો માઇલ લાંબો ને બસો માઇલ પહોળો ઊભો છે. અહીં જ કોહીનુર સાંપડયો છે ને અનુરાગના ઓજસ જેવો તાજ ચણાયો છે. અને અહીં જ જગતભરમાં અજોડ એવાં ચિંતનદર્શનો દાખવ્યાં છે ને સંઘમાનવના સ્તુપો બંધાયા છે. પણ અહીં જ મજૂરમાનવતા પર અજોડ યાતનાઓનાં દમન વરસાવી માણસને અસ્પૃશ્ય બનાવાયો છે, તથા અહી જ નારી જાતની ગુલામીની પરાકાષ્ઠા જેવી સતીને સળગાવી મારવાની ચિતાઓ ભડકાઈ છે.

એવો દેશ... હિંદદેશ, અજોડ છે,”

એવી જોરથી દોડતી વિચારમાળા તૂટી પડી. વિખરાયલા મણકા દેખતો હોય તેવો એ ચમકયો. એણે પાછળ જોયું. એના ખભા પર હાથ ટેકવી ઊભેલો પાંત્રીસ વરસનો પ્રચંડ જુવાન એના પર અંગાર જેવી આંખો ફેરવતો બોલ્યો, “કેમ ચમકી પડયો અઝીમ !”

“હેં !” હજુ ય પોતે સ્વપ્નામાં હોય એવો છોકરા જેવો પણ ધીરગંભીર લાગતો અઝીમ આરપાર દેખતી નજરની ધાર પર પેલા પ્રચંડ પુરુષને દેખતો ચૂપ રહ્યો.

“ તું કંઈ દેખતો હતો. અઝીમ ?” પાછો પેલો બોલ્યો અને ગંગાનાં શ્યામલ શીતલ નીરમાંથી એક માછલી સોનાની ચળકતી આંખ જેવી કૂદી.

“ હું દેખતો હતો ” વેરાઇ ગએલી વિચારમાળાના *મણકા વીણતો હોય તેમ અઝીમ બોલ્યો.*

“ શું તારું જીવન !” પેલો જુવાન પુરુષ ગમગીન બની ગયો; “ત્યારે તેં કહેવા માંડયું પણ પછી...”

“હા, મારું જીવન'સ્તો...... ત્યારે મેં કહેવા માંડેલું પણ પછી મારી નજર ભરાઈ ગઈ, મારો કંઠ રૂંધાયો અને અધૂરી રહેલી એ કથની મને જંપવા દેતી નથી.”

“ કેમ ?”

“ એને પૂરું થવું છે... આગળ વધવું છે,”

“ કોને ?”

“મારી ઝુંપડી હજુય જલે છે. ગંગની ધરતી પરથી હજુ મારી અમ્માની યાદ, નહિ દફનાયલી માટીમાં ધૂંધવાય છે. એના જીવન પર અત્યાચાર... નહિ તો બીજું શું ? એ અત્યાચાર... મારી મા–ભોમ પર એ અત્યાચાર કરનાર અંગ્રેજી કમઠાણે જ અમારી આ દશા કરી હતીને ! મારા બાપે અંગૂઠો કાપ્યો અને મારી માએ ચીસ નાખીને પડખું ફેરવ્યું તે બસ ફેરવ્યું. મારી કે મારા બાપની હિંમત નહોતી કે એને કહે કે, ભીડ... ધીરજ ધર.

“ એ યાદ હવે શા કામની ?”

“ એ જ યાદ હવે જાગી ઉઠી છે. હું ને મારો બાપ અમારી ઝૂંપડી જલાવીને ચાલી નીકળ્યા તે યાદ... મેં ઝટ લઈને નાનાસાહેબની નોકરી સ્વીકારી

તે એ જ ઉમેદથી કે ત્યાંની સળગતી આગમાં મને શાતા વળશે."

" તને શાતા વળી અઝીઝ ?"

" ખાલી આગ મને સંતોષી શકે તેમ નથી... આગનાં આયોજન અને આયોજનનો અમથી જ..." પણ નાનાએ પાછળ સંભળાતા પગરવ તરફ જોયું.

" તાતિયાભાઈ આવે છે" અઝીમ હસ્યો. અને તાતિયાએ ઉતાવળા સમાચાર આપ્યા.

" જલદી પાછા વળો, પિતાજીને વધારે છે." અને ત્રણે જણ કિનારા પરના આવાસ તરફ ચૂપચાપ ચાલ્યા.

પોતાના વિશાળ ખંડમાં બાજીરાવ મરણપથારી પર સૂતો હતો. એણે આંખો ઉઘાડી, અને નાના સાહેબ પર માંડી.

" બેટા નાના,..." બાજીરાવે જોરથી શ્વાસ ખેંચ્યો. ઉતાવળા થતા પ્રાણનો અવાજ ઝીલવા અધીરા બનેલા નાનાએ કહ્યું, " બોલો, બોલો..."

" શું બોલું... મને મારાં પાપ દેખાય છે... અંગ્રેજો અફઘાનિસ્તાન પર ચડ્યા અને મેં પચાસ લાખ કાઢી આપ્યા. અંગ્રેજોને ગુરુ ગોવિંદે ભિડાવ્યા ત્યારે મેં હજારો પગપાળા અને ઘોડેસવારો દીધા... એ દરેક ડગલે આપણી ધરતી સામેનો દ્રોહ મને દેખાય છે... અને અફઘાન પડોશી તથા શીખ બંધિવનું..."

" શું ?"

" શબ..." અને વૃદ્ધનો પ્રાણ રૂંધાયો, "ગંગાનાં પાણીમાં મારાં પાપસ્તો..."

" પાણીમાં પાપ ધોવાતાં નથી." નાનો ભયાનક બબડ્યો.

" હેં!... તો તો" બાજીરાવ બહાવરો બની ગયો.

" હિંદની ધરતી પર અત્યાચાર કરનાર પરદેશી ડાકુઓનાં લોહીની છોળો જેંદી મારી સમશેરની ધાર પર..." નાનો મળમળો થઈ ગયો.

અને બાજીરાવે ધ્રૂજતો પ્રાણ એકઠો કર્યો, " બાલાજી વિશ્વનાથે દીધેલી સમશેર મેં તને સુપરત કરી છે..."

અને બાજીરાવે ડોક ફેરવી નાખી.

× × ×

આ વાતને હવે ત્રણ વરસ વીતી ગયાં હતાં. ૧૮૫૪ની સાલ પૂરી થવા આવી હતી અને ૧૮૫૫ના આરંભમાં ઇંગ્લન્ડનું પાટનગર ઈશુની નાતાલના ઉત્સવો સમેટતું હતું ત્યારે લંડનની એક આલેશાન હોટેલના એક ખંડમાં એક હિંદી જુવાન બેઠો હતો અને કોઈની આવવાની રાહ જોતો હતો. થોડીવારે હોટેલના બારણા પર ટકોરા થયા અને એક બીજો પુરુષ અંદર આવ્યો. બંને હિંદી હતા. બંને હિંદનો કિનારો છોડનાર પહેલા હિંદીઓ હતા. અંગ્રેજોના પાટનગરની હોટેલમાં બંને આજે મસલત કરવા એકઠા થયા હતા. બંને એકબીજાની સામસામે બેઠા અને આવનારે વાત શરૂ કરી.

" જવાબ મળી ગયો ?"

' શાનો ?'

' તમારા કાગળનો ?"

' એ તો એક કાગળિયાનું ફોતરું હતું. એનો જવાબ લેવા હું આટલે સુધી નહોતો આવ્યો. એ તો ત્યાંય મળ્યો હોત, દરબારમાં બેઠાબેઠાં."

અને આવનારે સ્મિત કર્યું, ' તો જવાબ તો મળ્યો ને ?'

' જવાબ મળી ગયો. રંગો બાપુજી! જવાબ મળી ગયો છે. લંડન ટાઈમ્સ મને મોકલે છે, ખબરપત્રી તરીકે યુદ્ધભૂમિ પર જ્યાં અંગ્રેજો અને તુર્કો લડે છે...જ્યાં રશિયાના સૈનિકો ભેગા મળે છે —હું જઈશ ને નજરે જોઈશ '

' શું ?' રંગોએ પૂછ્યું.

" રણભૂમિ " અઝીમુલ્લાખાનની આંખો જરાક ઉગ્ર બની અને એણે ઉમેર્યું, ' અને મને જવાબ





મળી ગયો છે," બોલતા એણે નીચેના ખાનાને ખોલ્યું અને એક કાગળના ગૂંચળાને ટેબલ પર ઉકેલ્યું. "આ આપણી ભૂમિ છે...જેના પર રણભૂમિની રચનાની મેં રેખાઓ દોરી છે. નાના સાહેબને એ દર્જો અને કહેજો કે હું રશિયાના ઝાર અને અફ-ઘાનિસ્તાનના અમીરની મુલાકાત લઇને આવી પહોંચું ત્યાં તો આ નકશા પરની રેખાઓ જીવતી થવા માંડી હશે '

"અફઘાનિસ્તાન અને રશિયા" રંગો જોઈ રહ્યો.

"હિંદનો કિનારો મેં એટલા માટે છોડયો હતો. અંગ્રેજી આવડતનો અભ્યાસ કરવાનો મારો ઇરાદો હતો પણ આપણે લડવું પડશે તે યુદ્ધની રાજકીય બાજુ, અથવા રાજકારણી બાજુ માટે આપણી સરહદના દેશો સાથે મસલત જોઈએ જ. નાના સાહેબ તે વાત જાણે છે...તેમને ખબર છે કે હિંદમાં પાછા આવવાનો મારો રસ્તો કાબુલથી નક્કી થશે" બોલતા અઝિમુલ્લાખાને આખા નકશા પર હાથ રમ્યો. "આખો હિંદ એક સાથે ઉઠાવ પામે તો..." અને હોટેલનાં કમાડ પાછાં ખખડયા.

બારણું ખોલીને અઝીમુલ્લાએ ઉંબરામાં જ આવ-કાર કરતાં કહ્યું, "હું કામમાં છું —મને માફ!"

"આહ, હિંદી રાજા. વહાલા અઝીમુલ્લા, તમારી વિદાયમાનની પાર્ટી" બોલતી એક અંગ્રેજી ઉમરાવ-જાદી આજીજી કરી રહી.

"હું દિલગીર છું" બોલતાં અઝીમુલ્લાએ આંખો ઉઠાવી લીધી. પાછું બારણું વસાઇ ગયું. પાછી બંન્નેની આંખો ટેબલ પર પથરાયલા નકશામાં આખો હિંદ દેખી રહી.

"રંગો બાપુજી, તમારે જાતે જ આ નકશાની ભાષા મોઢે કરીને નાનાસાહેબને બોલી બતાવવી પડશે." રંગો જોઈ રહ્યો, "પણ તમે રશિયા અને ...લ થઇને!"

"પછ, પહેલા આવી પહોંચીશ. વિગત બધી ... મગજમાં ગોઠવાઇ ગઇ છે." પાછો અઝીમુલ્લા નકશો બતાવી રહ્યો. "ઉત્તરમાંથી જ આરંભ થશે પણ ભયસ્થાનો બે છે. એક પીઠ પાછળનો પંજાબ અને પડખેથી નેપાળ. પછી બીજું જો ભયસ્થાન બને તો દક્ષિણનો પ્રદેશ"

"હું" રંગો સાંભળી રહ્યો.

"પણ તેથી જ તો તૈયારીની જરૂર છે—હું વિદાય લઉં કે પછી તમે પણ ઉપડવાના તમને નાના સાહેબ કે કોઇ પણ સામા લેવા નહિ જ આવવાના. તમે સીધા સતારે પહોંચવાના અને પછી તમારી હરદારની પહેલી બેઠકમાં જ બધી બોમ-ભીતર તૈયારીની બધી વિગતો નક્કી થઇ જવાની. દક્ષિણમાં તાત્યાં જઇ આવે અને ઝાંસી તો છે જ તાત્યાંના બાપાજીની ઇચ્છા હતી કે તેમના ઘડપણમાં... ...પણ એ બધું નાનાસાહેબ જાણે છે."

અને બન્ને નકશા પર ઉત્તરમાં ઊભતા જ્વાળા-મુખિ પર તાકી રહ્યા

'બને તો ડમડમ જેવાં કારતૂસનાં કારખાનાં પણ આપણે એકલી ગંગાના કિનારા પર નહિ પણ આપણા સંગ્રામની ધરીનો માર્ગ નક્કી થાય તેની આસપાસના ગક્ષિત્ત પ્રદેશમાં..."

"એ મને યાદ છે" રંગોએ કહ્યું.

અને મોડી રાતે બન્ને છૂટા પડયા. અઝીમુલ્લાએ વિદાયવેળાએ રંગોને એક લાલરેશમમાં ગુંથાયલું ગુલાબ આપ્યું, "નાનાસાહેબને મારાવતી."

× × ×

ત્યારે રશિયા અને તુર્કીને લડાઇ ચાલતી હતી. રશિયા સામે અંગ્રેજ અને ફ્રેંચો તુર્કી પર પોતાનો એકલાનો જ પંજો ગોઠવાયેલો રાખવા લડતા હતા. પણ સિબાસ્તોપોલ આગળ રશિયાએ આ બન્નેને ૧૮ મી જુનના દિવસે હાર ખવડાવી ભગાડયા હતા.

ત્યા પાછી હટતી અંગ્રેજી હરોળ પાસે લંડન ટાઇમ્સના ખબરપત્રી રસેલનો તંબુ ઠોકાયો હતો. હજુ ગઇ કાલે જ લંડન ટાઇમ્સનો પત્ર લઇ, ખબર-પત્રી તરીકે રહેવા અને રણભૂમિ દેખવા અઝીમુલ્લા નામનો એક હિંદી આવી પહોંચ્યો હતો અને રણ-ભૂમિ પર ઊગતી ઉષાના રંગ દેખતો તંબુની નજદીક ફરતો હતો.

પછી એક તોપનો ગોળો અઝીમુલ્લાખાનથી થોડે જ દૂર ફાટ્યો. તંબુમાંથી બધા બહાર દોડી આવ્યા. અઝીમુલ્લા પાસે જ સ્મિત કરતો નિશ્ચલ ઊભો હતો. આ વિચિત્ર હિંદીને રસેલે પૂછ્યું "તમારી નજદીક થોડાં જ ડગલાં એ વધારે આવ્યો હોત તો ?"

"તો હું ય ફૂટત—પણ અમારું હિંદનું એવું ભાગ્ય એટલું બધું નજદીક નથી."

"કેટલું દૂર છે ?" રસેલે મજાક કરી.

"હું એ જ પૂછતો હતો, મારી જાતને—અને જાણે જવાબમાં જ હોય તેમ આ ધડાકો—" અઝીમુલ્લા મોટેથી હસી પડ્યો.

પછી બીજે દિવસે વહેલી સવારે એક ગોળો બરાબર તંબુના ઉંબરામાં જ ફાટ્યો અને રસેલનાં તંબુની ઊંઘ ઊડી ગઇ. રસેલ પેલા હિંદીને શોધતો હતો ત્યાં એ હિંદીની પથારીમાંથી એક પત્ર મળ્યો. એમાં લખ્યું હતું કે,

"Azimullahkhan presents his compliments to Russel esq; and begs to thank him most truly for his kind attentions."

હેરતમાં ગરકાવ થયેલા રસેલે આ વિચિત્ર હિંદીની ખૂબ તપાસ કરાવી પણ એનો કશો જ પત્તો લાગ્યો નહિ. લંડન ટાઇમ્સના તંત્રી પર એણે એ હિંદી વિષે છેલ્લા સમાચાર મોકલી આપ્યા, "તમે મોકલેલા ખબરપત્રીની છેલ્લી ખબર એ છે કે તે વિચિત્ર રીતે ભાગી ગયો છે."

* "અઝિમુલ્લાખાન મિ. રસેલને ધન્યવાદ આપે છે, અને માયાળુ સરભરા માટે હાર્દિક આભાર માને છે."

## હસતા બાપા*

બપોર લહી સમ ભૂંજતો હતો
શહેરને; વાયુ વિરામ લેતો
હતો ગુફામાં થઇ ત્રસ્ત તાપથી;
થતું હતું કે કયહીંયે જવું નથી:
પરંતુ આવે સુજ -મિત્ર ગામથી
ગયા વિના તેથી ન છૂટકો હતો.
તૈયાર તેથી હું થઇ ગયો ને
આવ્યો જયહાં બેઠકમાં પહેરતો
ખભે ધર્યો કોટ ત્યહાં સુણીને
મધુર મીઠું હસતા ઊભો રહ્યો.
બાપા હતા કૈં લખતા તહા તે
જોઈ ઊંચું નિર્મળ હાસ્ય વેરી
રહ્યા હતા; હું ય હસી પડયો ત્યાં
જાણ્યા વિના કારણ મુક્ત હાસ્યથી.
બપોરની લ્હામહીં શીત લ્હેર શા
શબ્દો વધ્યા સુંદર શાંત બાપા,
રે ભાઇ, આવી ગરમી પડે ત્યાં
ખોટા ઠઠારા તવ કોટના શા !"
બપોરમાં યે અતિ તીવ્ર આંચ શી
હૈયે ઝળી ગૈ વિજળી વિચારની;
ગરીબ મારા લખ ભાઈ દેશમાં
વસે, ન પાત્રે ટુકડો ય વસ્ત્રનો;
ને ભાર રૂપેય ન કોઈ જે વહે
તે કોટ શાને, મન મ્હારું એ કહે.
કળા રચી ફેશનની સમાજે
તેથી જ ધારી રહું કોટ આજે.
ચીલા ત્યજી માર્ગ નવીન પાડવો
જો દેશને હોય સમૃદ્ધ દેખવો.
ઘૃણા નહીં, ક્રોધ નહીં, નહીં વ્યથા,
છે માત્ર હાસ્યે સઘળું સુધારવું.
હજીય જ્યારે કંઇ ભૂલ હું કરું
એ યાદ આવે હસવું મધુરવું.

સરોદ

*બાપા એ ઠક્કરબાપા

# ખલિલ જિબ્રાન : પરિચય

ધૂમકેતુ

જિબ્રાન! ખલિલ જિબ્રાન* એશિયા ખંડની જે કેટલીક અદ્‌ભુત પ્રતિભાઓ ગણાય છે તેમાં માનભર્યું સ્થાન ભોગવે છે. એની પાસે સુંદરતા ટાગોરની છે અને સચ્ચાઇ અંગ્રેજ કવિ બ્લેઇકની છે. એ પોતે જે વાદળી રંગની ચોપડીઓ લેખન માટે વાપરતો, તેમાં શરૂઆત આ પ્રમાણે થતી: 'ઓ પ્રભુ! તારા જ સૌન્દર્યમાં વીંટાયલા તારા સત્યને પ્રગટ કરવામાં મને મદદ આપ' કેટલીક જગ્યાએ આ પ્રમાણે પણ શરૂઆત થતી: 'ઓ મારાભાઈ! જે જે પ્રશ્ને તને મુંઝવ્યો છે, તે દરેક પ્રશ્ને મને પણ મુંઝવ્યો છે!'

આ કવિનું જન્મસ્થાન સીરિયાના લેબેનોનમાં બશેરી નામે એક ગામ. ત્યાં ઇ સ ૧૮૮૩ ના જાન્યુઆરીમાં એ જન્મ્યો. એની માતા કામિલા માનતી કે એનો આ પુત્ર કોઈક વિચિત્ર છે છતાં એનામાં રહેલી અદ્‌ભુત શક્તિ વિષે એને અચળ શ્રદ્ધા હતી. જિબ્રાને એની મા વિષે લખ્યું છે: 'She lived countless poems and never wrote one.' ઘણા ટૂંકા ગણાય એવા, માત્ર અડતાલીસ વર્ષના સમયમાં, જિબ્રાનની જીવનલીલા સમાપ્ત થઇ ગઈ. એના જન્મસ્થાનથી હજારો માઇલ દૂર અમેરિકાના ન્યુયોર્કમાં એ મૃત્યુ પામ્યો. સીરિયા-લેબેનોનના સંખ્યાબંધ નિવાસીઓ અમેરિકન નાગરિકત્વ પ્રાપ્ત કરી ત્યાં રહેતા હતા. આરબ પ્રજાની ખાસીયત પ્રમાણે કવિતા એ બહુ થોડા માણસોની સંપત્તિ મનાતી નથી. એ આખી પ્રજાનું ધન ગણાય છે. અને જિબ્રાનનું નામ પણ એટલા માટે ત્રીસ કરોડમાં ધરગથ્થુ બની ગયું હતું.

ક્રાન્તદર્શી આ કવિ ચિત્રકાર હતો, અને જ્ઞાની હતો. એણે પોતે એક જગ્યાએ કોઈક વિષે લખ્યું છે તેમ, તેનામાં સૌન્દર્યની ને સત્યની બન્નેની ઉપાસના એક બનીને રહી હતી. એનામાં કેટલીક હિંદુ ફિલસૂફીની માન્યતાઓ નૈસર્ગિક રીતે આવી ગઇ હતી. એમાં એને મળેલા વિશાળ પર્યટને ઘણો ભાગ ભજવ્યો લાગે છે. એને પુનર્જન્મમાં દૃઢ શ્રદ્ધા જણાય છે. એ ઘણી વખત ઉપનિષદની ભાષામાં બોલે છે: "એક વખત જન્મ્યો છે તેની સાથે દલીલમાં ન પડો. દ્વિજ વિના કેટલીક વાતો સમજવાની નથી." એણે પોતે એક જગ્યાએ લખ્યું છે: તેમ "I had a second birth when my soul and my body, loved one another and were married." દેહ અને દેહી વિષે આવો ખ્યાલ એણે ઘણી જગ્યાએ પ્રગટ કર્યો છે. અડતાલીસ વર્ષના ટૂંકા જીવનમાં તો એણે ઘણું જ મહત્ત્વનું અને ચિરંતન ગણાય તેવું સાહિત્ય આપ્યુ છે એની પ્રતિભાનો આ જેવો તેવો પ્રભાવ ન ગણાય.

ઇ. સ ૧૮૮૩માં જન્મેલો જિબ્રાન કેટલાક વર્ષો સુધી તો ઘરનું જ શિક્ષણ મેળવે છે. એનાં શિક્ષક એના માબાપ જ હતાં શ્રીમતી 'બારબરા યંગે' એનાં જીવનનાં કેટલાંક સુંદર સંસ્મરણો લખ્યાં છે. તેમાથી આપણને જાણવા મળે છે કે એની શક્તિ તો શિશુત્વથી જ જાણે પ્રગટ થઇ હતી. ભાષાની સતત ઉપાસના, પણ મુખ્યત્વે તો પોતાને જે કહેવાનું છે તે કહેવાની જરૂરિયાતે, ત્રીસ (!) કરોડની અરબી બોલનારી પ્રજામાં એનુ કેવું સ્થાન સ્થાપ્યુ હતું તે એક નાનો પ્રસંગ કહી બતાવે છે:

એક વખત એક અમેરિકન બાઇ લેબેનોનમાં મુસાફરી કરતાં કોઇ અજ્ઞાન આરબ જુવાનને મળી. તેણે તેને કહ્યું: 'તમારો એક કવિ ખલીલ જિબ્રાન—ન્યુયોર્કમાં રહે છે તે પ્રખ્યાત છે. તેને તમે જાણો છો!' પેલા જુવાને તરત જ પ્રત્યુત્તર વાળ્યો: 'તમે. શેકસપિયરને જાણો છો એમ તમને હું પૂછું ખરો!

જિબ્રાનને એનાં માતાપિતાએ લગભગ બારેક વર્ષની વયે બૉસ્ટનમાં શિક્ષણ લેવા મોકલ્યો. એ વખતે એનાં માતાપિતા અમેરિકામાં વસતાં હતાં

* જિબ્રાન એટલે આત્માનો વૈદ્ય. ખલિલ એટલે પસંદ કરાયલો પ્રેમભર્યો મિત્ર.

ઘણા લેબનોન વાસી ને સીરિયા નિવાસી અમેરિકન નાગરિકત્વ પ્રાપ્ત કરીને અમેરિકામાં રહેતા. પણ નાના જિબ્રાનને અંગ્રેજીમાં નહિ પોતાની દૂધભાષા–અરબી ભાષામાં ભણવાની હોંશ હતી! દૂધભાષાના એના આ અધ્યયને એનામાં કેટલી પ્રબળ શક્તિ જન્માવી હતી એ તો જ્યારે એની કૃતિ--The Prophetનું લગભગ ચાલીસેક ભાષામાં ભાષાંતર થયું ત્યારે ખબર પડી! દૂધભાષા–એ માણસની ભાષાશક્તિનું અતળ ઝરણું છે. રાજદ્વારી શેતરંજમાં રાષ્ટ્રીય ભાષાને બહાને કે બીજે બહાને જે લોકો દૂધભાષાનું સ્થાન ઝૂંટવી લેવા પ્રયત્ન કરે છે, એ મહાજનો, એ ભાષા બોલનાર માણસોનાં નહિ એમના આત્માનાં ખૂન કરે છે! પછી ભલે આપણે એમને વિશાળ દૃષ્ટિનો રાજદ્વારી બિલ્લો લગાવ્યા કરીએ! આ ચાલીસ ભાષામાં ભાષાંતર થયેલા–The Prophet ' વિદાયની વેળાએ '–એનું વાચન કરવામાં આવતું એ એક મહત્ત્વની બીના, આપણે જ્યારે મોટેથી વાંચવાની કલા ગુમાવી રહ્યા છીએ ત્યારે, નોંધવા જેવી લાગે છે.

જિબ્રાનનો આ પ્રમાણે અરબીમાં જ શીખવાનો હઠ ભર્યો ઉત્સાહ એને પાછો લેબેનોનમાં લાવ્યો. અને એ એકલો પોતાના ગામ પાસેના એક મદ્રેસામાં દાખલ થયો, એણે પંદર વર્ષની વયે તો અરબી ભાષામાં આ ' વિદાય વેળાએ ' લખ્યું. અને એ દસ વર્ષ સુધી અપ્રગટ પડયું રહ્યું. દરમ્યાન એનાં સંસ્કરણો થતાં જ રહ્યાં!

દરમ્યાનનાં વર્ષોમાં જિબ્રાને ઘણો પ્રવાસ ખેડયો. પેરિસમાં ચિત્રકલા શીખ્યો. અને એનાં લખાણોથી શિષ્ટ ને સ્વાર્થરૂઢ વર્ગને ઠીક ખળભળાવી મૂકયો–એટલે સુધી કે એનું એક પુસ્તક Spirits Rebellious–વિદ્રોહી આત્મા તો બાળી મૂકવામાં આવ્યું હતું! તુર્કસ્તાનની સરકારનો એ દેશનિકાલ આદમી હતો!

આ પ્રમાણે જિબ્રાને અરબી ફ્રેંચ અંગ્રેજી ભાષાના જ્ઞાનવડે દેશદેશાંતરમાં સારી પ્રતિષ્ઠા મેળવી હતી.

પોતાની માતૃભાષા–અરબી પ્રત્યે એને કેટલો નિઃસીમ પ્રેમ હતો એનો ખ્યાલ તો એણે ન્યુયોર્કમાં નિવાસ સ્વીકાર્યા પછી, જેને એ પોતાનો 'Academy' કહેતો એ વિદ્યાઘરની કલ્પનામાંથી મળી આવે છે. આ વિદ્યાઘરમાં સિરિયાના બારેક જુવાન કવિઓ ભેગા થતા. એ સંખ્યા બારની જ નિર્ણીત કરવામાં આવી હતી. એમાંથી કોઇ જાય તો જ બીજો પ્રવેશી શકે. પણ આ બાર કલ્પનાશીલ જુવાનો પોતાની મહાન પ્રાચીન માતૃભાષાને સૌન્દર્યનાં આભરણ આપવા ત્યાં ભેગા થતા. Faith Love and Work—શ્રદ્ધા પ્રેમ અને કાર્ય–એ એમનો મુદ્રાલેખ હતો. અરબી પ્રજાના દિલમાં સૌન્દર્યનો ને સત્યનો જ્યોતિ અવિચળ પ્રકાશી રહે એ માટેનો આ પ્રયાસ હતો! દૂધભાષા પ્રત્યે કેટલી નિઃસીમ ભક્તિ! કેવળ અરબી ભાષાના ઉચ્ચારણમાંથી મળતા આનંદની ખાતર આ જુવાન કવિઓ પોતાની કવિતાઓ મોઢેથી વાંચતા અને અરબીમાં જ લખવાનો આગ્રહ રાખતા!

જિબ્રાનનું The Prophet–પ્રગટ થયું ત્યારે એનાં જે અવલોકનો આવ્યાં તે આ ટેબલ ઉપર નાસ્તો લેતા, ને ધુમ્રપાન કરતા, અહીં તહીં પતાં ફેરવનારા, સામાન્ય માણસોની કલમમાંથી આવેલાં વર્તમાનપત્રનાં અવલોકનો હતાં! એમાં ન હતી કોઇ પ્રશંસા કે ન હતો કોઈ સત્કાર! પરંતુ એક અવલોકન એવું આવ્યું–જેણે પુસ્તકની ખરી કિંમત પ્રગટ કરી. અને એને સોક્રેટિસના શબ્દ સાથે સરખાવ્યું.

જિબ્રાને આમાં પ્રગટ કરેલ અલ્ મુસ્તફા એ ઘણું કરીને જિબ્રાનનું પોતાનું સ્વપ્નદર્શી આત્મલક્ષી રેખા ચિત્ર જણાય છે. એના જેવા સત્યને ઢુંઢનારાઓની જમાતમાં જે પ્રકારનો અભેદમાર્ગ પ્રવાસી મળી આવે એવું જ ચિત્ર છે. અને આમાં અલ્ મુસ્તફાને પ્રશ્નોત્તરી થાય છે, એ પણ બરાબર આ માર્ગના ગુરુ અને શિષ્યના સંવાદ જેવી જ છે. જો કે જિબ્રાન કોઈ ism–'ઇઝમ'માં માનતો નહિ.

આ પુસ્તક ત્યારપછી તો એટલું લોકપ્રિય થઈ





પડયું કે વાત વાતમાં—'તમે Prophet—જેવું!' એ જાણે કે શિષ્ટ સમાજનો શબ્દ થઇ પડયો.

સત્યને ઢુંઢનારાઓ અભેદમાર્ગ પ્રવાસીઓની જમાતનો આ જુવાન કવિ એક અદ્દભુત રહસ્યવાદી (mystic) આત્મા હતો એ તો એવું ગમે તે પુસ્તક ઉપાડીને ગમે તે એક વાક્ય વાંચતાં જ સ્પષ્ટ થઇ જાય છે. 'Your daily Life is your *temple and your religion*' 'તમારું નિત્યનું જીવન એ જ એક મંદિરની ગરજ સારે તેમ છે. ને એ જ તમારી ધર્મની જરૂરિયાત પણ સંતોષે તેમ છે.' જિબ્રાનની વાણીમાં રહેલો સત્યનો રણકો પ્રાચીન સમયના મહાનમાં મહાન પુરુષોની વાણીનું સંસ્મરણ આપી જાય છે. એનામાં પૂર્વ પશ્ચિમનું અદ્દભુત સંમિલન જોવા મળે છે.

જિબ્રાનનો જીવનપરિચય એની વાણી દ્વારા મેળવવો એ જ વધારે મહત્ત્વની વાત છેઃ છતાં એણે પોતે લખ્યું છે તેમ એ પોતાને નિત્ય પ્રવાસી આત્મા માનતોઃ એવો જીવનની નિત્યતા વિષેનો ખ્યાલ એક જગ્યાએ એણે બહુ સુંદર રીતે આપ્યો છે. 'હું હમેશાં દરિયાકિનારાનો ચાલુ પ્રવાસ કરી રહ્યો છું: રેતી ત્યાં પથરાયેલી પડી છે; સમુદ્રફીણો ત્યાં વેરાયેલાં છેઃ હું જાણું કે એમની વચ્ચે થઇને મારી પગલી રેતીમાં પાડતો ચાલી રહ્યો છું પણ જુવાળનાં પાણી, મારાં રેતીમાં પડેલાં પગલાં ભૂંસી- નાખશે; અને સમુદ્રફીણોને પવન મુસાફરીએ ઉપાડી જશે. પણ સર્જન કરતો સમુદ્ર–અને એના કિનારાઓ આંહીં હમેશાં રહેશે'

નિત્ય લહેરાતા જીવનસમુદ્રના બે અનંત કિનારાઓની વચ્ચે માણસ નિત્યપંથી બનીને આગળ જવા પ્રયત્ન કરી રહ્યો છે–એ જિબ્રાનનો જીવનસંદેશ, એણે વારંવાર પ્રગટ કર્યો છે.

એણે આલેખેલા અલ્ મુસ્તફાની જેમ માણસ નિત્યનો પ્રવાસી આત્મા છે. અલ મુસ્તફા (મુસ્તફા એટલે 'બ્રહ્મ કૃપા હિ કેવલમ્' એ શ્રદ્ધા વાક્યની પેઠે ઇશ્વરકૃપામાં નિઃસીમ શ્રદ્ધાવાળો અને એનો અનુગ્રહ મેળવેલો આત્મા) દુનિયામાં આવે છે ને આવા જિજ્ઞાસુ પ્રવાસીઓને માર્ગદર્શન આપે છે. "પછી એક શિષ્યે કહ્યુંઃ 'અમને પ્રાર્થના વિષે કહો' અને એણે જવાબ આપ્યો" એ, એના 'ધ પ્રોફેટ'માં વારંવાર વપરાતું વાક્ય, સત્યને પ્રગટ કરવાની આપણી પ્રાચીન ગુરુશિષ્ય સંવાદ શૈલીનો સુંદર નમુનો છે.

એણે પોતાના 'The Wanderer' 'ઢુંઢનારાઓ' એ પુસ્તકમાં આપેલી બે પ્રવાસી કથા, અલ્ મુસ્તફાનું પાત્રાલેખન વધુ સ્પષ્ટ કરી જાય છે.

[૧]

'હું એને એક વખત ત્યાં મળી ગયો, ચાર રસ્તે; એણે એક અંચળો પહેર્યો હતો. એના હાથમાં એક દંડ હતો એના મોં ઉપર વિષાદની છાયા હતી. અમે એક બીજાને નમન કર્યાં. મેં એને કહ્યું: 'મારે ઘેર આવો અને મારા મહેમાન બનો'

અને તે આવ્યો.

મારી પત્ની અને મારાં બચ્ચાં એને ઉંબર પાસે જ મળ્યાં. એમના તરફ એણે સ્મિત કર્યું. અને એમને એનું આગમન પ્રિય લાગ્યું!

પછી અમે સૌ ભોજન કરવા બેઠા. અને અમને એનું સાન્નિધ્ય સુખભર્યું શાંતિમય લાગતું હતું. કારણ કે એનામાં એક પ્રકારનું વિશિષ્ટ મૌન હતું, એનામાં ત્યાં એવી કોઇ અગમ્ય હવા હતી!

અને વાળુ પછી અમે સગડીની આસપાસ ભેગા થયા. મેં એના અભેદમાર્ગની રખડપટ્ટી વિષે પૂછ્યું.

તેણે અમને તે રાતે ઘણી ઘણી વાતો કહી. અને બીજે દિવસે પણ કહી. એની રીત' પ્રેમભરી માયાળુ હતી. છતાં જે વસ્તુ મારી સ્મૃતિમાં નોંધાઇ ગઇ છે, તે તો, એના પસાર થયેલા કષ્ટમય દિવસોની કથની!

અને આ કથની, રસ્તા ઉપરની ધૂળ વિષે અને એના પંથ ઉપરના એના અખૂટ ધૈર્ય વિષે' હતી. એની રીતભાતમાં કેટલા પ્રેમ ને મમતા ભર્યાં




હતાં! પણ મને હજી આજે પણ જે સાંભરે છે, તે માયા મમતા કે પ્રેમભરી એની રીતભાત નહિ–પણ એના કષ્ટમય પસાર થયેલા દિવસોની કટુ કથની! એ કથનીમાં એના એકલપંથમાં આવતી 'ધૂળ ધૂળ, જ્યાં જુઓ ત્યાં ધૂળ' એ વિષેની અને એ એકાકી માર્ગમાં રાખવી પડેલી અગાધ ધીરજની વાત હતી! મને તો એ યાદ રહી ગયાં છે–એના પંથની ધૂળ અને ધીરજ!

અને પછી જ્યારે એણે ત્રણ દિવસ પછી, અમારી વિદાય લીધી ત્યારે અમને એમ થતું ન હતું કે કોઈ અતિથિ આવ્યો હતો તે હવે જઈ રહ્યો છે, પણ અમને તો એમ લાગતું હતું કે, જાણે અમારા-માંનો જ કોઈ હજી ઉદ્યાનમાં છે–અને હજી તો એ ઘરમાં આવ્યો નથી!'

[ ૨ ]

સત્યને ઢુંઢનારાઓની એક અનોખી જ સૃષ્ટિ છે. એવા રખડુ આત્માઓની અરસપરસની મુલાકાત એ તો જાણે જ્ઞાનગોષ્ટિનો રસપ્રવાહ! આની બીજી વાત પણ એ જ બતાવે છે.

'એક વખત એક ઓલીયો મને રસ્તે ભેટી ગયો. દેખીતી રીતે જ એ જરા વિચિત્ર ચક્રમ હતો. એણે પોતાની વાત મને આમ કહી: 'હું ઢુંઢતો ફરું છું, સત્યને. પણ મારા રખડુ આત્માને આ ધરતી ઉપર ચાલતાં ઘણી વખત નાની ક્ષુલ્લક સૃષ્ટિમાં ફરવાનો અનુભવ થાય છે! જાણે દુનિયા એવી લઘુ લઘુ હોય! મારું મસ્તક પૃથ્વીથી ઉંચે રહે છે એટલે જ એ ઉન્નત અને સ્વતંત્ર વિચારોનું સર્જન કરી શકે છે! પેલી નાની સૃષ્ટિમાં તો એ પણ નાનું જ બની રહેત!

ખરી વાત તો એ છે કે હું માણસોની વચ્ચે નહિ, માણસોથી પર એવી સૃષ્ટિમાં ઊંચે ચાલી રહ્યો છું! એટલો ઊંચે કે એમના ખેતરમાં પડેલાં મારાં પગલાં જ એમને જોવા મળે છે!

અને મેં એમને ઘણીવખત મારા એ પગલાંનાં કદ વિષે અને આકાર વિષે વાતો કરતા સાંભળ્યા છે! કારણ કે તેમાંના કેટલાક બોલે છે: 'આ તો પ્રાચીન ભૂતકાળમાં થઈ ગયેલા કોઈ રાક્ષસી પ્રાણીના પગલાં છે!' તો બીજાં બોલે છે: 'ના ના, આંહીં તો દૂરદૂરના કોઈ તારાના ખંડિત કકડાઓ પડયા લાગે છે! પણ મારા મિત્ર! તું જાણે છે આ તો કોઈ રખડુ આદમીનાં પગલાં છે! કોઈ ઢુંઢનાગાના!'

આ સત્યને ઢુંઢતારા mystic અન્વેષવાદીની વાત થાય છે, ત્યારે ઘણાં વર્ષો પહેલાંનો અનુભવ યાદ આવે છે. પોરબંદર પાસે રાણાવાવ સબપરમાં ઘણી સુંદર પાણખાણો આવેલી છે. ઘણોખરો પોરબંદરી પથ્થર એ પાણખાણોમાંથી નીકળે છે ત્યાં જાંબુવતીની ગુફા એ નામે ઓળખાતી એક ગુફા છે. ડુંગરા, ટેકરા અને ધારોની વચ્ચે એ ગુફાનું દ્વાર એવી રીતે છૂપાયેલું છે કે છેક ગુફાના દ્વાર પાસે આવો ત્યારે જ ખબર પડે કે તમે ગુફા પાસે આવ્યા છો. એક વખત અમે ત્રણ ચાર જણા એ ગુફા જોવા ગયા. આ ગુફા ઠીક ઠીક લાંબી છે અને એની અંદર સોનેરી રેતી છે. કહેવાય છે કે એ રેતીમાંથી સોનું કાઢવાનો પ્રયત્ન પણ થયો હતો. પરંતુ અર્થશાસ્ત્રની દ્રષ્ટિએ એ વસ્તુ નિરર્થક જણાઈ હતી. જ્યારે એ ગુફાની અંદર જઈને અમે પાછા આવ્યા ત્યારે ગુફાના દ્વાર પાસે એક વૃક્ષની છાયામાં બેઠેલા એક સાધુને જોયો. સાધુ તો ઘણા આપણને જોવા મળે છે, એટલે એને ત્યાં જોવામાં કાંઈ આશ્ચર્ય થવાનું કારણ ન હતું. પણ આ સાધુ જે અમે જોયો– એ સાધુના અદ્‌ભુત રૂપે એક ઘડીભર તો સૌને આશ્ચર્યમાં ડુબાડી દીધા. આટલી બધી રૂપ ભરેલી સપ્રમાણતા માનવ શરીરમાં હોઈ શકે એ માનવાનું મન જ થાય નહિ એવું એ રૂપ હતું. અમે તો ઘડી-ભર એને જોવા માટે ત્યાં જ થંભી ગયા. એવી રીતે અમે ત્યાં ઉભા હતા ત્યાં બરડાની ડુંગરમાળા બાજુથી એક કોઈ ફકીર આવ્યો. આ ફકીર સાધુ જેવો રૂપાળો ન હતો. પણ એનું વ્યક્તિત્વ એટલું જ આક-ર્ષક હતું. એ બન્નેનો આંહીં મળવાનો સંકેત લાગ્યો. થોડીવાર ત્યાં વૃક્ષ પાસે બન્ને બેઠા. કેટલીક મનવાતો





કરી. અને પછી એકબીજાની રજા લઈ બન્ને છૂટા પડી ચાલ્યા ગયા. પેલો સાધુ બોરડાના ડુંગર તરફ ચાલ્યો ગયો. અને ફકીર પોતાને માર્ગે વળ્યો. એમની એકમીજાની રજા લેવાની શૈલી એ પણ ખરેખર અદ્દ્ભુત જોવા જેવી વસ્તુ હતી!

એમની સાથે વાત તો બે કે ત્રણ મિનિટ થઈ હશે. શું વાત થઈ એ પણ આજે તો ધ્યાન રહ્યું નથી. માત્ર તે વખતે જે અસર થઈ હતી એ અસર આજે એટલી જ તાજી રહી છે. એ છાપ મનમાં બેઠી છે. સમાજમાં જેમ માનસિક વિકાસની દૃષ્ટિએ ઊંચા નીચા માણસો આવે છે, તેમ આ બન્ને કોઈ *આધ્યાત્મિક પંથના રસિયા જીવ ન હોઈ શકે?*

આપણી બુદ્ધિમા ન ઉતરે એવું બુદ્ધિથી પર પણ કોઈક જીવન નહિ હોય ! આ તો એક પ્રશ્ન જ હતો.

વર્ષો પછી કલાપીના એક ઉત્સવ પ્રસંગે લાઠી જવાનુ થયું, ત્યારે ત્યા શોભનાને મળવાનો લાભ લીધો હતો. કલાપી વિષે વાતચીત થતાં એમણે કહેલું એક વાક્ય અકસ્માત, ખલિલ જિબ્રાનના જીવન-પંથના વાક્ય સાથે, બહુ જ મળતું આવેલું વાચ્યું ત્યારે સાનંદાશ્ચર્ય થયું. શોભનાએ કહેલું કે 'ઘણી વખત પોતે કામમાં હોય ને આપણે વાત કહેતા ઊભા રહીએ, ત્યારે ફરી ફરીને એ વાત કહેવી પડતી આપણે કહીએ કે આવી આ વાત અત્યારે બીજી કે ત્રીજી વખત થઇ, ત્યારે પોતે જરાક થોભીને, કાંઈક સંભારતા હોય તેમ પ્રત્યુત્તર વાળે. 'પણ હું એ વખતે આંહીં ન હતો!'

*ખલિલ જિબ્રાન વિષે આ જ અનુભવ એક* અંતેવાસીએ આપેલો છે; ખલિલ જિબ્રાન ઘણી વખત કોઇ વિચાર તલ્લીનતામાં પડી ગયેલ હોય ત્યારે જાણે વર્તમાન સમય ને સ્થળનો કાંઈ ખ્યાલ ન હોય તેમ આપણી સાથેની વાતચીત ચાલતી.

Gibran would sometime say, after *long moments of preoccupation with* some thought apparently far removed from the present time, "Forgive me. So much of the time I am not here"

જિબ્રાનના લખાણની મૌલિકતા અને સૌન્દર્ય અદ્દ્ભુત છે, પરંતુ એ લખાણનું અદ્દ્ભુતત્વ એ જેટલું કાવ્યકલાને આભાગી છે એના કરતાં વધારે વ્યક્તિ-વિકાસને આભારી છે. એ વસ્તુ તમામેતમામ સાહિત્યકારોએ નોંધી લેવા જેવી છે. જિબ્રાને પોતે કહેલું "While I was writing the Prophet, *the Prophet was writing me.*" જે લખાણ બીજાને ઘડે. તે લખાણ લેખકને પણ એ જ વખતે ઘડતું રહે. તે લખાણ ખરેખર અદ્દ્ભુત છે. *જિબ્રાનના જીવનના કેટલાક પ્રસંગોમાથી પણ એના* લખાણનું રહસ્ય મળી રહે છે. ચાર વરસનો બાળક જિબ્રાન એક વખત એક રમત માંડી બેઠો. તેણે બગીચામાં એક ખાડો ખોદ્યો. અને એ ખાડામાં એણે ચગરખી કરેલા કાગળના કકડા દાટયા. પછી એ ત્યા ? હ એનો બેઠો: કયારે એ કકડામાથી છોડવો થાય. કયારે એ છોડવામાંથી મોટા મોટા કાગળ લટકે અને ક્યારે એ કાગળ તોડીને પોતે એમાં કવિતાના ચિત્ર કાઢે!

૭ વરસની વયે લીઓનાર્ડોના ચિત્રોનું પુસ્તક, એની માએ એને આપ્યું. થોડી વાર સુધી એણે પુસ્તકનાં પત્તાં ફેરવ્યાં કર્યાં, અને પછી કોણ જાણે શું થયું તે રોઇ પડયો! અને એકાંતમા ભાગી ગયો. પણ લીઓનાર્ડોની પ્રીતિ આ ક્ષણથી જ એવી લાગી ગઇ કે એના પિતાએ કોઇ વાતમાં પાછળના વર્ષોમાં એને ઠપકો આપ્યો ત્યારે એ બોલી ઊઠયો: 'હું—હું *તો લીઓનાર્ડો છું!' આ જિબ્રાન! જીવનની અતળ* ઊંડાણને જોનારો, જીવનની અનંત રેખાને નિહાળનારો.

એના પુસ્તક ખરીદનારામાં પણ કેવા કેવા અધિકારના ભેદ રહ્યા છે એનો એક ઘણો જ સુંદર પ્રસંગ મળે છે.

પુસ્તકવિક્રેતાની દુકાને એક બાઇ આવી. એણે હાંફળા ફાંફળા આવીને ઉત્સુક કહ્યું: 'મારે પુસ્તક લેવું છે!'



'કયું પુસ્તક?' પુસ્તકવિક્રેતાએ પૂછ્યું.

'એ તો મને ખબર નથી!'

'ત્યારે કયો લેખક–કયા લેખકનું પુસ્તક લેવું છે?'

'હું તો એ પણ ભૂલી ગઈ છું!'

'ત્યારે?'

'મને તો એક મિત્રે કાગળ લખ્યો હતો, એમાં પુસ્તકનું નામ છે ને લેખકનું નામ પણ છે. એ કાગળ ખોવાઈ ગયો છે. માત્ર એક વાક્ય જે એ મિત્રે લખ્યું હતું, તે એટલું સુંદર હતું કે એ વાક્ય હું ભૂલી શકી નથી. એ વાક્ય હું વારંવાર યાદ કર્યા કરું છું!'

'વાક્ય બોલો તો ખબર પડે. પુસ્તકનો પત્તો લાગે!'

'મને એ વાક્યે તો મુગ્ધ કરી દીધી છે. મારા મિત્ર માટે તો પુસ્તક લેવાનું છે જ–પણ મારે પણ એ પુસ્તક પાસે રાખવું છે.'

'શું છે વાક્ય? બોલો તો!'

બાઈએ ધીમેથી વાક્ય વાંચ્યું:

'Your Pain is the breaking of the shell that encloses understanding.'

'તમારા જ્ઞાન ઉપર બાઝી ગયેલું જડત્વનું પડ દૂર કરવા માટે, તમને જે એક વસ્તુ કુદરત તરફથી આપવામાં આવે છે. એ તમારી વેદના.'

પુસ્તકવિક્રેતાએ તરત ખલિલ જિબ્રાનનું The Prophet કાઢીને એમાંનું દુઃખ વિષેનું લખાણ એની પાસે રજૂ કર્યું.

કેટલા થોડા લેખકોને કેટલા થોડા વાંચનારાઓ આ રીતે જાણે છે!

ખલિલ જિબ્રાને 'સોનેટ' વિષે એક નવો વિચાર મૂકયો છે, તે વિચારવા જેવો છે. આરબ લોકમાં કવિતા એ ઉચ્ચ વર્ગના અધિકારનો વિષય હોય એમ કોઈની માન્યતા નથી. એને જાણે કે જીવનપદાર્થ ગણવામાં આવે છે. એટલે જેમ ખજુર એ જીવનને જરૂરી છે, તેમ જ કવિતા રણના જીવનસંગ્રામીઓ માટે એક જરૂરિયાતની વસ્તુ મનાય છે. અને એટલા માટે કવિતા એ લખાણ દ્વારા કરતાં વધુ કંઠ દ્વારા, પ્રજાના સંસ્કૃતિ–વારસા લેખે ફેલાતી રહે છે. આ યાદશક્તિના સામર્થ્યથી જે સાહિત્યનો વારસો જીવંત રહે એ સાહિત્ય કુદરતી રીતે જ દૃષ્ટાંતો, કથાઓ, ઉપકથાઓ, ઊર્મિમય પ્રસંગકાવ્યો અને તીરભેદી કાઠિયાવાડી દુહાઓ જેવા મનોવેધક સ્વરૂપોમાં જ વિકાસ પામે.

આ યાદશક્તિને હમેશાં કાંઈ ને કાંઈ અવલંબન જોઈએ. એમ કાવ્યના જુદા જુદા ગેય પ્રકારો અસ્તિત્વમાં આવ્યા. આવો એક ગેયપ્રકાર એ 'સોનેટ' સોનેટ વિષે કેવો જુદો ખ્યાલ! આ 'સોનેટ'નું સ્વરૂપ, સંભવિત છે કે, સ્પેન દ્વારા મૂળ અરબી સાહિત્યમાંથી ઈટલીએ ઉપાડયું હોય. વાર્તા સાહિત્યમાં 'અરેબીયન નાઈટ્સ' કરતાં ઘણી વધારે કથાઓ હજી લોકકંઠમાં અપ્રગટ પડી છે!

ખલિલ જિબ્રાનના પુસ્તક The Prophet નો ઈતિહાસ જાણવો. એ પુસ્તકના લખનારે એને પોતાનું સર્વોત્તમ સર્જન બનાવવાને કેટલી ધીરજ રાખીને એમાંથી પુસ્તક લખાયું સીરીયામાં. ત્રણ વર્ષ પછી એ પેરિસમાં ચિત્રકામની તાલીમ માટે ગયો. ત્યાંથી અમેરિકામાં બોસ્ટન ગયો. ત્યાં પણ પુસ્તક સાથે ગયું. હજી પ્રગટ થયું ન હતું. વીસ વરસના જુવાન જિબ્રાને, પોતાની માતાની માંદગીપથારી પાસે, બેઠાં બેઠાં અલ્ મુસ્તફા વિષે જે પોતે જે લખ્યું હતું તે વાંચ્યું. માતાએ કહ્યું: 'પુસ્તક સારું છે, પણ જિબ્રાન! તું એને થોડો વખત પડયું રહેવા દે!'

માતાની શિખામણને પુત્રે અક્ષરશઃ પાળી–પચીસ વરસનો તરુણ ચિત્રકાર પાછો પેરિસમાં આવ્યો. આવીને આખું પુસ્તક ફરીને લખ્યું: પણ હજી મૃત માતાનો શબ્દભણકાર જાણે એને સંભળાઈ રહ્યો હતો: 'જિબ્રાન! પુસ્તક સારું છે, પણ હમણાં એક બાજુ પડયું રહેવા દે!' કેટલી ધીરજ! આજનો જુવાન ગુજરાતી લેખક તો આટલી ધીરજ ધરવા કરતાં આપઘાતનો સરળપંથ જ સ્વીકારે!





આ વાત ઉપર તો બીજાં દસ વર્ષ વહી ગયાં ! આ દસ વર્ષમાં તો એણે વધુ ચિત્રો, વધુ પુસ્તકો, વધુ મિત્રો, વધુ કામ, વધુ મહેનત કર્યા જ કરી. એણે દોરેલા ચિત્રોમાં વિખ્યાત મેટરલીંકનું ચિત્ર હતું.

અમેરિકામાં પાછો ફર્યો ત્યારે જિબ્રાને ન્યુયોર્કમાં મુકામ નાખ્યો. જ્યાં ચિત્રકારો ને શિલ્પીઓ જ રહેતા હતા એવા 'Studio Building' 'સ્ટુડિયો બિલ્ડિંગ' માં એ રહ્યો.

અને આહીં પાંચ વર્ષમાં પાંચ વખત ફરી ફરી લખીને ને સુધારીને પ્રેસ માટે જે વસ્તુ તૈયાર થઈ તે The Prophet. આ પુસ્તકની એકલી અમેરિકન આવૃત્તિની પાંચલાખ નકલ વેચાણી હતી! હૃદયમાંથી મૃદુ મંજૂલ ગીત સ્વરાવલિ આવી રહી હોય એવી એની અનોખી શૈલી છે. જેના હૃદયને એનું વાચન ન સ્પર્શે એણે પોતાની જાતને એટલી અપૂર્ણ કે શુષ્ક માનવી રહી !

જિબ્રાન વિષે લખતાં 'બારબરા યંગે' એક પ્રસંગ આપ્યો છે એ એની મહત્તાનો ખ્યાલ આપી રહે તેવો છે. 'Sand and Foam' 'રેતી અને સમુદ્રફીણ' એ જિબ્રાનના અવારનવાર બોલાતાં ને લખાતા વાકયોનો સંગ્રહ એણે કર્યો હતો. પછી એ હસ્તલિખિત પ્રત એણે જિબ્રાનને બતાવી જિબ્રાન ઘડીભર એ તરફ જોઈ રહ્યોઃ પછી એક આશ્ચર્યભરી નજરે એણે કહ્યુંઃ આ ખરેખર મેં લખ્યું છે કે કહ્યું છે ?'

અને જ્યારે એને કહેવામાં આવ્યું કે એક શબ્દ પણ બીજા કોઈનો નથી ત્યારે ઘડીભર એના માનવામાં એ ન આવ્યું !

પોતાની મહત્તાની કેટલી ઓછી પિછાન—!

જિબ્રાનની મધુર શૈલીમાં એક એવી સુવાસ મહેકે છે કે એને પકડવી એ કોઈને માટે શક્ય નથી. એ કહે છે એના કરતાં ઘણું વધારે ધ્વનિત રાખે છે. અને આ એના ધ્વનિમાં એક એવી કરુણ મૃદુ લહરી હોય છે કે એને ન અડકવામાં એક જાતનું ઔચિત્ય રહેલું જણાય છેઃ એમ જ લાગે છે કે જેને જરૂરિયાત હોય તે એને ઢુંઢી લે. એમાં જ જિબ્રાનનું સાચું રહસ્ય છે. અલ્ મુસ્તફાનો પ્રવેશ કરાવનારી આ પંક્તિઓમાં સ્મરણાંજલિની કેટલી સુંદર શાંત મધુરતા વહી રહી છે !

"અલ મુસ્તફા, બાર વર્ષ સુધી ઓરફાલીઝ શહેરમાં, પોતાને લઈ જવા માટે અવારનવાર વહાણની રાહ જાતા થોભ્યા. એના જન્મદ્વીપ પ્રતિ એને એ લઈ જવા માટે આવનારૂં હતું

'અને પછી એક દિવસ શહેરની બહાર એક ટેકરી ઉપર ચડયા અને એમણે સમુદ્ર તરફ જોયું. દૂર દૂર ધુમ્મસમાં વીંટાળાયેલું એનું વહાણ આવતું એની નજરે પડ્યું !

'પછી એના અંતરનાં દ્વાર જાણે ઉઘડી ગયાં અને એનો આનંદ દરિયા ઉપર લહેરાઈ વળ્યો. એમણે પોતાના નેત્ર બંધ કર્યાં. પોતાના આત્મા માટે મૌનપ્રાર્થના કરી !'

ટાગોરની 'સોનાનાવહી'માં જેમ પેલી નારી પોતાની જીવનભરની કમાણી સરસામાન લઈને ચડી બેસે છે એવો જ સુંદર કરૂણ મધુર ધ્વનિ આત્મવિસર્જનની વેળાના આનંદનો આ પંક્તિઓમાંથી ઊભો થાય છે !

"પણ જેવા એ ટેકરી ઉપરથી ઉતર્યા, અને એક પ્રકારની મધુર કરૂણતા એમના હૃદયમાં છવાઈ ગઈ! તેમના અંતરમાં તેમણે વિચાર કર્યોઃ 'આહીંથી કેમ કરીને હું તદન શાંતિમાં—ને લેશ પણ શોક વિના જઈ શકીશ? શોકશંકુને હૃદયમાં વહ્યા વિના આ નગરી હું છોડી નહિ શકું !

'એની દિવાલોમાં વસીને મેં કેટલા યે લાંબા શોકના દિવસો દીઠા છે. અને એકાંતની કેટલી યે રાત્રિઓ ગાળી છે. અને પોતાના આ શોક અને પોતાની આ એકાંત એકલતાને, ખેદ પામ્યા વિના કોણ છોડી શકે ?* આહીંની શેરીઓમાં મેં અનેક

*કારણ કે એ દુઃખ હતું ને એ એકાંત હતી તો આ વહાણની પ્રાપ્તિ થઈ જે મને મારા મૂળ સ્થાને લઇ જવા આવ્યું છે. માટે એ શોક ને એકાંત પ્રિય બન્યા છે.

જાતનાં ચેતનરૂપો જ્યાં ત્યાં વેર્યાં છે. અને મારી મારી રાગમૂર્તિઓનાં નાનાં નગ્ન શિશુઓ પણ રખડતાં મૂકયાં છે. એ તમામની વિદાય લેતાં એક પ્રકારનું હૃદયવિદારક દુઃખ હું ન અનુભવું એ નહિ બને!

'આ કોઇ કોઈ વસ્ત્રનો ત્યાગ હું કરું છું એવું નથીઃ આ તો જાતે મારા હાથ વડે મારી ચામડી ઉઝરડતો હોઉં એટલું બધું લાગે છે!

'અથવા તો આ કાંઇ કોઇ વિચાર હું પાછળ મૂકી દેતો હોઉં એવું પણ નથી. પણ મારી સાથે ભૂખને સહીને ને તૃષાને સહીને મને પ્રિય બનેલું એવું હૃદય જ જાણે આંહી છોડી જાઉં છું!

'છતાં હું આંહી હવે વધારે વખત થોભી શકું નહિ. મારો સમય વિદાય લેવાનો આવી ગયો છે.

'જે જીવનસમુદ્ર તમામ પદાર્થને પોતાના પ્રતિ બોલાવી લે છે—એ મહાસાગર આજે મને પણ બોલાવે છે—અને મારે ઉપડવું જોઇએ!'

'કારણ કે હવે વધારે વખત રહેવું-રાત્રિને વખતે ઉષ્મા મળી રહી હોય છતાં પણ-એનો અર્થ એટલો કે ઠીંગરાઇ જવું. જડ થઈ જવું. અને મરોરૂપ ઢેફામાં બંધાઇ રહેવું.

'મને તો એમ થાય છે કે આંહીં જે છે તે બધું જ સાથે લઇ લઉં: પણ એ શી રીતે થાય?'

'જેમ સ્વર, પોતાને જન્મ આપનાર જીભને અને માતાને પાંખ આપનાર હોઠને, સાથે લઈ જઈ શકતો નથી, એણે એકલાએ જ હવામાં વિચરવું જોઈએ.

—અને જેમ પોતાના માળાને આંહીં છોડીને, ગરૂડપંખી એકલું, સૂર્ય પ્રત્યે જવા માટે, વિશાળ આકાશને પંથે વિચરે છે—એમ જ એકલું મારે પંથે પડવું જોઇએ!"

જિબ્રાનની કલ્પનાના, પણ ઘણું કરીને એના પોતના જ વ્યક્તિત્વમાંથી ઊભા થતા, આત્મલક્ષી પાત્ર જેવા આ અભેદમાર્ગ પ્રવાસી અલ્ મુસ્તફાનો વિવિધ વિષયો પરનો શિષ્યો સાથેનો વાર્તાલાપ જેમાં સંઘરાયો છે તે 'The Prophet—'વિદાય વેળાએ' એમાં આ પંક્તિ વારંવાર આવે છેઃ 'પછી એક જણાએ ઉભા થઇને કહ્યુંઃ 'ગુરુદેવ!' વગેરે, આવી Heart to heart talk—જેને વાર્તાલાપ ન કહેતાં 'મૌનની વાણી' એમ કહેવું જોઇએ, એ વિષે જિબ્રાને દર્શાવેલા વિચારો એની જ વાણીને બરાબર બંધ બેસે છેઃ જિબ્રાનની Talk—વાર્તાલાપની રીત આપણને પ્રાચીન ધર્મગ્રંથો ભગવાન તથાગતની વાણી, સોક્રેટીસના સંવાદો, પણ–મુખ્યત્વે બાઇબલ—એના વાતાવરણની યાદ આપે છે,

પછી એક વિદ્વાને પૂછ્યું: 'અમને વાર્તાલાપ વિષે કહો."

અને તેણે જવાબ વાળ્યોઃ 'જ્યારે તમે તમારા અંતર સાથેની વિચારમાળામાં આનંદ નથી લેતા હોતા, ત્યારે તમે વાતચીતમાં પડો છો.

'અને જ્યારે તમે તમારા હૃદયની સાથે એકાંતમાં વસી નથી શકતા, ત્યારે તમે હોઠ ઉઘાડો છો. અવાજ, એક પ્રકારનું વખત કાઢવાનું સાધન છે. અને એ ગમ્મત આપે છે.

'અને તમારી ઘણીખરી વાતચીતમાં, વિચારનું અરધું તો ખૂન જ થાય છે.

'કારણ કે વિચાર એ તો અવકાશમાં વિહરનારું પંખી છે. તમે એને શબ્દપિંજરામાં પૂરો, એની પાંખ ઉઘડે ભલે, પણ એ ઉડી ન શકે.

'તમારામાંના કેટલાક વાર્તાલાપ શોધે છે નહિતર એમને એકલું એકલું લાગે છે.

'એકાંતની નીરવતા એમની આંખ સમક્ષ એમની ખરી જાતને પ્રગટ કરી દે છે અને એમાંથી એ ભાગે છે.

અને બીજા વળી એવા છે જે વાતચિત કર્યા કરે છે અને કોઇ જાતના જ્ઞાન વિના કે વિચાર વિના એવાં સત્યો પ્રગટ કરે છે જે એ પોતે સમજતા હોતા નથી. સોંઘા સત્યો!





'અને વળી એવા પણ છે જેમની પાસે અંતરમાં સત્ય છે, પણ એ શબ્દોમાં આપતા નથી.

'આવાના હૃદયની એકસવાદી નીરવતામાં આતમ જ્યોત વસે છે.

'જ્યારે તમે તમારા કોઇ દોસ્તને રસ્તામા મળો કે બજારમાં ભેગા થાઓ ત્યારે તમારામાં રહેલી રહેલો આ આતમ જ્યોતને તમારા હોઠ હલાવવાની પ્રેરણા આપવા દો અને તમારી જીભને પણ ચલાવવા દો,

'તમારા અવાજનો અવાજ એના કાનના કાન સાથે વાત કરે એવું થવા દો.

'કારણ કે તો જ એને આત્મા, તમારા અંતરનું સત્ય જૂનવાણી મદ્યનો રસાસ્વાદ જેમ દારુડિયો સંભારતો રહે તેમ, સંભારતો રહેશે.

'એ મદ્યનો રંગ ઉડી ગયો હશે ને વાસણુ તૂટી ગયું હશે તો પણ એને એ સાંભરશે!'

જિબ્રાનની રૂપકથાઓ, દૃષ્ટાંતો કવિત્વમય કલ્પનાઓ, નાની નાની વાર્તાઓ એ તમામ પ્રકારનાં સ્વરૂપોમાં એનું અનોખું વ્યક્તિત્વ વિલસી રહ્યું છે! કેટલાક જુદા જુદા પ્રકારોમાંથી એ સ્પષ્ટ જોઇ શકાશે. જિબ્રાનનો આટલો આછો પરિચય પણ એના જીવનનું રહસ્ય બતાવશે. એની વાણીમાં હરેક પળે સત્યશોધનની તમન્ના દેખાશેઃ એના લખાણમાં પ્રભાતની સ્ફુરેતીની નીરવ સુંદરતા ભરી છે.

દરેક પદાર્થને ત્રણ રીતે મપાય છે. લંબાઇથી પહોળાઇથી, ઉંચાઇથી કે ઉંડાણથી પણ જિબ્રાનને માટે એક ચોથું માપ છે. Timelessness–એની ઘણી કૃતિઓ માટે 'કાલાતીત' એ શબ્દ વાપરી શકાય! કાલનો ઘણો ઓછો પ્રસારો જેને લાગે એવાં સત્યો એણે કહ્યાં છે. અને એ સત્યો એવી સુંદર રીતે કહ્યાં છે કે સ્મૃતિમાંથી એ એકદમ ખસી શકે નહિ!

એની 'સંસ્મરણીય શૈલી' આપણને વારંવાર આકર્ષી રહે. એણે વાપરેલું આ વાક્ય એના જ લખાણ માટે કેટલું યોગ્ય છે! Yet when life speakes all.

The winds Lecorue words' જિબ્રાનના હોઠ ઉપર સ્મિત છેઃ એની આંખમાં વિષાદ છે. એ વિષાદમાં કટુતા નથી, ફરિયાદ નથી. ભીનો પ્રેમ વિદાયની મધુરતા ભરી છે. એ પોતે કવિ હતો. ચિત્રકાર હતો. ફિલસૂફ પણ હતો. અને જબરજસ્ત ક્રાન્તદર્શી આત્મા પણ હતો. એણે એક જગ્યાએ લખ્યું છે એ આપણા આધુનિક યુગનું કેટલું સાચું ચિત્ર છેઃ 'આપણે એક સુંદર શબ્દ ગુમાવી બેઠા 'Hard mads' આપણે કાંઇ પણ હાથબનાવટનું રહેવા દેવા માગતા નથી. કારણ કે આપણે જુવાન છીએ આપણા વિજ્ઞાન વિજયથી આપણે ઘેલા બની ગયા છીએ! આપણને તત્કાલનો અને મહાન યોજનાનો રોગ લાગુ પડયો છે!' અમેરિકાને સંબોધીને એણે આ કહ્યું છે ને ઉમેર્યું છેઃ પણ આ દેશે જેફરસન ફ્રેંકલીન, એમર્સન. અને અબ્રાહમ લીંકનના રસ્તે જવું જોઇએ તો જ એ જીવે!'

અને જિબ્રાનનું સૌન્દર્ય એ 'સત્ય'થી જુદું નથી.*

---

* શ્રી 'ધૂમકેતુ'ના નવા પ્રગટ થતા પુસ્તક જિબ્રાનની 'જીવનવાણી'માંથી.



[૧]

ભગવાન શંકરાચાર્ય પાસે એક વિદ્યાર્થી હતો. એનું નામ ગિરિ. એ જરા મંદ બુદ્ધિનો હતો. બીજા જે વાત ઝપાટાબંધ પકડી લે. એને સમજતાં એને વાર લાગે. બીજા શિષ્યોને લાગે કે, ગુરૂ આને જેમ તેમ નિભાવે છે બાકી એનામાં છે નહિ કાંઈ, પણ એક દિવસ એમની એ સમજણ ખોટી પડી ગઇ.

ગિરિ નદીએ ગયો હતો. ભગવાનનું વસ્ત્ર ધોવા. એના જેવો સેવાભાવી શિષ્ય બીજો કોઈ નહિ. ગુરૂની સેવા એ પ્રેમથી કર્યે રાખે. એના આવવાની સૌ રાહ જોઈ રહ્યા હતા. એવામાં અધ્યયનનો સમય થયો. તેજસ્વી શિષ્ય સમુદાય હાજર થઈ ગયો.

ગુરુએ કહ્યું : 'આપણે થોડીવાર થોભો. ગિરિ હમણાં આવશે!'

'પણ એ આવે ન આવે બધું સરખું છે ગુરુદેવ! એ મંદબુદ્ધિ ભણીને ય શું શીખવાનો હતો?' એકે કહ્યું,

'એમ કાંઈ હોય? એનું મન તો દુભાય?'

'પણ એ મંદબુદ્ધિવાળો છે. કાંઇ સમજતો તો છે નહિ. એની રાહ શું કરવા જોવી? આપણે શરૂ કરીએ ત્યાં એ આવી જાશે?' પદ્મપાદે કાંઈક અભિમાનથી કહ્યું. 'અને ગુરૂદેવ! એને કોઇ દિ શી રીતે આવડવાનું છે? એને બુદ્ધિ તો છે નહિ!'

'પદ્મપાદ! ડુંગરે ઉપર ચડનારો ગમે તે રસ્તે ચડે. છેવટે એ ડુંગરે પહોંચવાનો!'

'પણ આ ગિરિનો તો કોઈ રસ્તો જ ક્યાં છે?'

'એની પાસે પણ છે ભાઈ! ભક્તિનું મોટું ભાથું એની પાસે પણ છે! એનો એ રસ્તો!'

પણ પદ્મપાદ જેવા તીવ્ર બુદ્ધિશાળીઓને આ વાતમાં કાંઇ બહુ વિશ્વાસ ન બેઠો. ભગવાન શંકર એ કળી ગયા. એ પણ એ પદ્મપાદ સામે જોઈ રહ્યા.

એટલામાં દૂરથી ગિરિને આવતો જોયો ને એની કઢંગી હાલત જોઈ ને જ સૌ શિષ્યો હસી પડયા : 'આ આવ્યો ગુરુદેવ! હયો! હાલ્યો આવે છે ઉંટની હાલે!'

પણ ગિરિ પાસે આવતાં સૌના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. શુદ્ધ તોટકવૃત્તમાં ગીર્વાણ ભાષાની મધુર પદાવલિ એ બોલતો આવે!

'અરે?' શિષ્યો એક બીજા સામે જોવા મંડયા 'આ ગિરિ તો માંડ ગમ્...ગચ્છ કરતો તો આવું શુદ્ધ શી રીતે બોલી રહ્યો છે?'

પણ ત્યાં તો ગિરિ પાસે આવ્યો. ભગવાન શંકરાચાર્યે જ એને પ્રેમથી બોલાવ્યો : 'તોટકાચાર્ય! આંહી બેસો હવે. તમારી જ રાહ જોવાય છે!'

ત્યારથી પછી ગિરિ તોટકાચાર્ય એ નામે પ્રસિદ્ધ થયો.

પણ તે દિવસે તમામના અંતરમાંથી જ્ઞાનનો ગર્વ હતો તે ગળી ગયો. ભગવાને એક ને એક તો બીજાને બીજું ભાથું આપ્યું જ છે. પોતાનું ભાથું સાચી રીતે સાચવનારો માર્ગદર્શન મેળવે ને મેળવે. તોટકાચાર્ય આનું ઉદાહરણ!





[ ૨ ]

એક વખત રાજાની અને પ્રજાની વચ્ચે ખેંચતાણ થઈ પણ આ ખેંચતાણ મતભેદની નહિ, પ્રેમની હતી. ગુજરાતમાં રાજા ભીમ બાણાવળી થઈ ગયો છે, એ ભીમ બાણાવળીના વખતમાંજ સોમનાથના પ્રસિદ્ધ મંદિર ઉપર હુમલો થયો હતો! એ વખતે ભીમદેવે બહુ બહાદુરીથી જુદ્ધ કર્યું હતું. પણ આ વાત તો એના કારભારને લગતી છે.

દેશમાં દુકાળ પડયો હતો ને ખેડૂતો હેરાન હેરાન હતા! પણ સરકારના કે રાજાના અમલદારોને કાંઇ દયા હોય? મારીઝૂડીને એ તો માંડયા મહેસુલ ઉઘરાવવા!

ન ભરે એને કરે રાજધાની ભેગા! એમ ને એમ રાજમહેલને દરવાજે તો ખેડૂતોનું જુથ જામ્યું.

એટલામાં ત્યાંથી મોટો રાજકુમાર મૂલરાજ ઘોડા ઉપર ફરવા નીકળ્યો. ખેડૂતો અંદર અંદર પોતાનાં દુઃખ રડે એ સાંભળી ગયો. ઘોડો રાખ્યો ઉભો વાત જાણીને એનું મન પીગળી ગયું! અનાજ ઉત્પન્ન કરનાર ઉપર આવો જુલમ?

તે દિવસે ઘોડેસ્વારીની પરીક્ષા થાય એમાં રાજકુમારે તો પોતાની ઘોડેસવારીનો કુશળતાથી બધાનાં મન જીતી લીધાં. ખુદ રાજા ભીમદેવ પણ ખુશ થઈ ગયો: 'માગ! માગ!' એનાથી બોલાઈ ગયું: 'તને ગમે તે માગ!' રાજકુંવરના મનમાં તો પેલા ખેડૂતોનાં દુઃખ બેઠાં હતાં, તેણે તરત કહ્યું: 'મારે બીજું તો કાંઇ જોઈતું નથી, પણ જે ખેડૂતોને આંહી આણ્યા છે તે તમામને મુક્ત કરો ને રાજભાગ આ વરસે સાવ જતો કરો!'

રાજાએ વચન પ્રમાણે રાજભાગ જતો કર્યો ને ખેડૂતો ખુશ થતા ઘેર ગયા.

પણ આ તો ધરતીનાં બાળક! પ્રેમ જરાક દેખે કે ગાંડાં ગાંડાં! હવે બીજે વરસે પાક એવો થયો કે ખેતરમાં અનાજ સમાય નહિ! ખેડૂતોએ તો એક વરસને બદલે બન્ને વરસનું અનાજ રાજભાગનું આપવા માંડયું! હવે પ્રેમની ખેંચતાણ થઈ!

રાજા પાછલા વરસનો રાજભાગ લેવાની ના પાડે છે ને ખેડૂતો કહે છે અમે આપ્યા વિના જવાના નથી! અમે પણ જમીનનાં બાળક છીએ કાંઈ ભિખારી છીએ કે મફતનું અનાજ ઘરમાં રાખીશું? તમે તમારી ફરજ બજાવી. અમારે અમારી બજાવવાની છે. એટલે રાજભાગ લેવો જ પડે!

હવે આ પ્રેમકલહનો નિકાલ કોણ લાવે? છેવટે એમ ઠર્યું કે રાજકુમાર મૂલરાજ મરણ પામ્યો છે તેના કલ્યાણ માટે એક મંદિર બંધાય. તેમાં આ રાજભાગ વપરાય!

[ ૩ ]

ગુરુ નાનકદેવ ફરતા ફરતા બગદાદ પહોંચ્યા. એમની પાસે તો અમૃતવાણીનો ધોધ હતો. જે એને સાંભળે એ વિચાર કરતો થઈ જાય. ગુરુદેવ તો મત મતાંતર ને ધર્મ ધર્મના કજીયા મટાડવા નીકળેલા!

બગદાદનો ખલીફા બીજી રીતે તો ઠીક પણ પૈસાનો ભારે લોભી! પ્રજાને કનડીને પણ પૈસા ભેગા કરે. ગુરૂદેવે એ સાંભળેલું.



ગુરુની ખ્યાતિ તો બહુ હતી. એટલે ખલીફા પણ એને મળવા આવ્યો. ગુરૂદેવે આ પ્રસંગને માટે જ પાંચસો કાંકરા ભેગા કરી રાખેલા. ખલીફા આવ્યા એટલે વાતોચીતો થઈ. રજા લઈને એ જતા હતાં ત્યાં ગુરૂદેવે કહ્યું: 'તમારે મારું એક કામ કરવાનું છે!'

ખલીફાએ આતુરતાથી કહ્યું: 'શું?'

'બીજું કાંઈ નહિ, એક મારી થાપણ તમે સાચવો. કયામતને દિવસે તમે આવો ત્યારે એ મને પાછી આપજો! હું તમારી રાહ જોતો બેઠો હઈશ! હશે...આ' એમ કહીને ગુરૂએ પાંચસો કાંકરા દેખાડ્યા!

'અરે! અરે! પણ હું એ લાવું શી રીતે?' ખલીફાએ ઉતાવળે કહ્યું.

ગુરૂ હસી પડ્યા: 'અરે! બાદશાહ સલામત! આટલી મહેલાતો હીરા, માણેક, મોતી, અશરફી, ભેગી કરી છે તે બધું લેતા આવશો, ને આટલી મારી થાપણ ભારે પડી જાશે? આમાં કાંઈ ભાર તો છે નહિ!' ગુરૂનો વાણીમર્મ કળાઇ ગયો.

ખલીફાની આંખ ઉઘડી ગઇ. વાત તો ગુરૂની સાચી હતી. કોઇ ચીજ માણસ સાથે લઇ જઇ શકતો નથી—પછી એને એ ગમે તેટલી પ્યારી હોય!

તે જ દિવસે ખલીફાના દ્રવ્યનો ભંડાર ઉઘડી ગયો. અને એમાંથી ગરીબોને ખેરાત થાવા માંડી!

[૪]

તુલસીદાસજી પાસે બીરબલની વાત થઇ રહી હતી, કોઇકે કહ્યું: 'બાદશાહ અકબરના એના ઉપર ચારે હાથ હતા. બુદ્ધિ તો બીરબલની જ!'

પ્રસંગ જહાંગીર બાદશાહ એમને મળવા આવ્યો એ હતો ને અનેક દરબારીઓ બીરબલને સંભારીને એની પ્રશંસા કરી રહ્યા હતા.

તુલસીદાસજીએ મૂગા મૂંગા સાંભળ્યા કર્યું પછી કહ્યું: 'બાદશાહ સલામત' સમ્રાટની કવિ બીરબલે બહુ સેવા કરી કાં?'

'અરે! એ તો એનો જમણો હાથ થઇ ગયા!'

'પણ સમ્રાટની સેવા કરતાં, એણે કોઇ દિવસ સમ્રાટના સમ્રાટને સંભાર્યા ખરા?'

બધા ચૂપ જ થઇ ગયા. જો ના પાડે છે તો બીરબલની લઘુતા કરવા જેવું થાય છે. હા પાડે છે તો ખોટું ઠરે છે.

સૌને મૂંગા જોઈને તુલસીદાસજી બોલ્યા: 'એટલી બધી બુદ્ધિવિલાસ કેવળ એમણે સમ્રાટને રીઝવવામાં વાપરી કાઢી—એ તો જનમ અફળ ગયો એવું મને લાગે છે! મારી તો આ સમજણ છે!'

[૫]

'જયજય શ્રી રઘુવીર' સમર્થ સ્વામી રામદાસનો એ ભિક્ષામંત્ર એમણે પોતાના વતન જાંબમાં પોતાને જ ઘરઆંગણે નાખ્યો.

જેમ ભગવાન બુદ્ધ પોતાના ગામમાં ભિક્ષાપાત્ર લઈને ગયા હતા, જેમ ભગવાન શંકર પોતાની માતા પાસે આવ્યા હતા, તેમ આજ શ્રી સમર્થ પોતાને ઘર આંગણે આવી ભિક્ષામંત્ર બોલતા ઉભા રહ્યા!





ઘરને આંગણે માતા રાણુબાઇ બેઠાં છે. પણ એમને તો એમને નાનકડો પુત્ર નારાયણ સંન્યાસ થઈ ગયો છે એ વાત સાંભરે છે. નારાયણની પાછળ રોઈ રોઇને આંખ ખોઇ બેઠાં, આંધળા થઈ ગયાં, પણ નારાયણ પાછો ન ફર્યો તે ન ફર્યો.

એ નારાયણ અત્યારે આવીને ઉભો છે એ તો માતા કયાંથી જાણે ? જોઈ તો શકતાં નથી !

એટલે એમણે તો વૈરાગી મહારાજને ભિક્ષા આપવાનું કહ્યું.

ત્યાં શ્રી સમર્થ રામદાસ બોલ્યા: 'આ સંન્યાસી ભિક્ષા લઇને જતો રહે તેવો નથી માડી !'

આંખનું અજવાળું જાણે અંધારમાં ઉગ્યું હોય તેમ માતા, નારાયણને અવાજ પારખી ગયાં ! 'અરે આ તો નારાયણ ! કોણ નારાયણ છે ?'

ત્યાં તો શ્રી સમર્થ રામદાસ માતાના ચરણમાં પડયા !

આવા આ મહાનપુરુષે મહારાષ્ટ્ર ધર્મ ગાઇને દેશને જાગ્રત કર્યો હતો. જ્યારે તે મરણ શય્યા ઉપર પડયા ત્યારે કેટલાક શિષ્યોને અંતરમાં દુઃખ થવા માંડયું: 'અરેરે, હવે અમે કોની સાથે બોલશું ? વાતચીત કરીને સમાધાન કયાંથી મેળવીશું ?'

તે વખતે શ્રી સમર્થ બોલી ઉઠયા: 'આ તે કેવી વાત છે ? હું તો તમારી સાથે નિત્ય વાત કરવા આંહીં જ રહ્યો છું 'દાસબોધ' સાથે બોલજો. 'દાસબોધ' મારો ઉત્તર આપશે !'

[૬]

એક વખત એક વિદ્વાનને કોઈએ પૂછયું: 'પવિત્ર રહેવા માટે શું કરવું જોઈએ ?'

વિદ્વાને જવાબ દીધો 'ઉદ્યોગ !'

પેલાએ ફરી પૂછયું: 'તમે પ્રાર્થના કહો છો કે ઉદ્યોગ ?

વિદ્વાને જવાબ આપ્યો 'હું ગમે તે કહું પણ એ બે શબ્દ કાંઈ બે અર્થ બતાવતા નથી અર્થ બંનેનો એક જ છે. ઉદ્યોગ કહો કે પ્રાર્થના કહો'

[૭]

પોલ નામે એક જુવાન પાવાવાળો. એ રહેવાસી પોલાંડ દેશનો પાવો એવો વગાડે કે ધરતી જવાબ આપે. ડુંગરા ડોલે ઝરણાં શાંત થઈ જાય માણસનું હૃદય હાથ ન રહે. એની પાસે એની જાદુભરી કરામત. એ કહેવાય જ 'પાવાવાળો પોલ !' પાવાવાળા પોલને દેશ આખો ઓળખે. એનું નામ સાંભળતાં જ બધા ગીત ઘેલા બને !

હવે એ વખતે એવું બન્યું કે બે દેશ વચ્ચે લડાઇ ચાલે. રશિયા અને પોલાંડ લડે. ધાડે ધાડાં લડે એમ આ બે દેશના સત્તાધીશો લડે ને વચ્ચે ઘાણ નીકળે સામાન્ય માણસોનો !

રશિયાવાળાને એમ હતું કે જો વાર્સા નગરીનો કિલ્લો પડે તો પોલાંડ હારે. પણ કિલ્લા કોઇ દેશના એમ પડે ખરા ? દાંત ખાટા કરી નાખે એવા જુવાનો ત્યાં બેઠા રાત દિની ચોકી ભરતા હોય નાં ?



એટલે વોર્સો પડે ને રશિયા જીતે એ વાતમાં તો માલ નહિ !

એક બીજી જુક્તિ રશિયાના સેનાપતિએ શોધી. જો આ પોલ પાવાવાળાને હાથ કર્યો હોય એને કેદમાં રાખ્યો હોય ને પછી અરધી રાતે ગુપચુપ વોર્સોના દરવાજા પાસે પહોંચી ગયા હોઈએ તો વોર્સો હાથ લાગે ! પોલને ભેગો રાખ્યો હોય, અને તેની પાસે પોલાંડની પોલીશ ભાષામાં જ આનંદનું એક ગીત પાવામાં ગવરાવીએ ! નગરજનો જાણે કે પોલ આવ્યો છે. ગીતઘેલી પ્રજા દરવાજો ઉઘાડે પોલને જોવા ! પણ ત્યાં તો આપણે ધસારો જ કરી દઈએ ! વોર્સો કબ્જામાં !

આ જુક્તિ પાર પાડવા માટે એ પોલની પાછળ પડયા. પોલ તો મસ્ત માણસ. જંગલને પાવો સંભળાવતો ફરતો જ હોય. એક વખત એને પકડી પાડયો. કેદ કર્યો ને જુક્તિ સાંગોપાંગ પાર પાડવા એને સાથે રાખ્યો.

અંધારી રાતમાં સેન પહોંચી ગયું. હજારો ઘોડેસવાર છે પણ એક જરા જેટલો તો અવાજ થા! એવી લશ્કરી તાલીમ ઘોડાઓને પણ આપેલી.

પછી પોલને સેનાપતિએ હૂકમ કર્યો : ‘ અલ્યા ! પાવામાં તારું આનંદગીત ગા ! સરસમાં સરસ ઉપાડજે હો !’

આનાકાની કરે તો ઉઘાડી તલવારવાળા પાસે જ ઉભા હતા. ના પાડે છે તો ત્યાં ને ત્યાં કપાઈ જાય છે. હા પાડે છે તો દેશનું નાક જાય છે. પોલ તો નથી હા પાડતો, નથી ના પાડતો, પથ્થર જેમ ઉભો છે !

સેનાપતિએ દમ ભરાવ્યો : લાલચ આપી : ‘ વગાડ અલ્યા ! વગાડ! તું ન્યાલ થઈ જાઈશ. નહિતર પાયમાલ થઇ જાઇશ!’

પોલ બોલતો નથી. વિચાર કરી રહ્યો છે. એના મનમાં મહામંથન જાગ્યું છે.

અંતે એણે ધીમેથી પાવો ઉપાડયો. મોંએ માંડયો. હવે જે સુર એને કાઢવાનો હતો એ એક સુરમાં તો એનું જીવન મૃત્યુ ને એની દેશની પાયમાલી ને આબાદી બેઠાં હતાં. એ ગાતો ફરતો હતો—એવો આ સુર ન હતો.

આ સુર તો એણે એક પળમાં નગર આખું વીંધી નાખે એવો ઉપાડવાનો હતો !

તે પોતાની બધી કરામત બધી સુઝી ને બધી શક્તિ ભેગી કરી રહ્યો હતો !

અને પછી એણે પાવો વગાડયો! પણ શું એમાંથી સુર નીકળ્યા. ‘ દેશમાં રાક્ષસો આવ્યા છે, અલ્યા દેશજનો ! ઉઠો ઉઠો, રાક્ષસો આવ્યા છે !’ એવી ભેંકાર ભય સુરાવલિ, ઠંડી કાતિલ રાત્રિને વીંધતી એના પાવામાંથી ઉભી થઈ! ને નગરી આખી એ એક જ સુરે ઉભી થઇ ગઇ!

પણ પોલનો બીજો સુર ઉઠે તે પહેલાં તો એનો હાથ સેનાપતિની તલવારને ધારે કપાઇને નીચે પડી ગયો! એનો પાવો ઉડી ગયો. પણ એનું કામ એણે કરી નાખ્યું હતું. નગરજનો તમામ જાગી ઉઠયા હતા. કોલાહલ થઈ રહ્યો હતો. સામનો કરવા જુવાનો આગળ ધસતા હતા.

બીજે દિવસે વોર્સોના કિલ્લા પાસેથી ભાગેલા હતાશ રશિયનો પોલને તોપને ગોળે દઈ રહ્યા હતા !

★

# સર્વોદય કે સામ્યવાદ ?

વસુબન્ધુ

[ આજે આપણો દેશ એક મહાન સંક્રાન્તીકાળમાંથી પસાર થઇ રહ્યો છે. આપણા ઇતિહાસે ન જોએલા ને ન જાણેલા એવા અસંખ્ય પ્રશ્નો આપણી સામે ઉપસ્થિત થયા છે. એના ઉકેલ માટે જુદી જુદી વ્યક્તિઓ અને જુદી જુદી સંસ્થાઓ તરફથી જુદા જુદા ઇલાજો રજૂ થઇ રહ્યા છે.

આ લેખમાળા આપણાં દુઃખોનો કોઇ રામબાણ ઇલાજ બતાવતું નથી તેમજ એ કોઇ વ્યક્તિની સ્તુતિનીંદાનું પુસ્તક નથી, કે એમાં કોઇ નવા કે જુના વાદનું ખંડન કે મંડન નથી. આ પુસ્તક તો આપણા વર્તમાન દુઃખોનું મને ઐતિહાસિક દષ્ટિએ દેખાતાં કારણો રજુ કરે છે. એમાં આપણા પ્રજા-દેહના રોગનું નિદાન છે. આ એક પ્રજાકીય આત્મનિરીક્ષણનું પુસ્તક છે.

લેખમાળા મૂળ તો આજથી ત્રણેક વર્ષ ઉપર પૂ. મહાત્માજીની હયાતીમાં લખાઇ હતી, ત્યારપછી તો ત્રણ વર્ષમાં ત્રણ યુગ જેટલી ઘટનાઓ બની ગઇ. એટલે આખીએ લેખમાળા નવેસરથી લખવાની મારે જરૂર પડી છતાંય એનો કેન્દ્રવર્તી વિચાર જેવો હતો તેવોને તેવો જ કાયમ છે.

આ લેખમાળાથી કોઇ વાચકની લાગણીઓ દુભાય તો તેને માટે હું પ્રથમથી ક્ષમા માગી લઉં છું

—લેખક ]

"The philosophic habit of mind which tests ideas is what we most need to-day. We are victims of loose emotional thinking. Slogans do the work of thought. Any true advance in our country can be effected only by the puruit of hard thinking."

**Dr. S. Radhakrishnan**

" આજે આપણે જે કશાની વધુમાં વધુ જરૂર હોય તો તે વિચારોની કસોટી કરનાર, મનના દાર્શનિક વલણની છે. આપણે શિથીલ ઉર્મિલ વીચારણાના ભોગ બની ગયા છીએ વિચારનું કામ પ્રચારસુત્રો કરે છે. આપણા દેશમાં થનારી કોઇ પણ સાચી પ્રગતિ, કેવળ સખ્ત વિચારણાની સહાયથી જ થઇ શકશે."

ડા૦ એસ૦ રાધાક્રીષ્નન

## ઇતિહાસના જ્ઞાનની અગત્ય

નેપોલીયને પોતાના પુત્ર માટે લખેલા વિલમાં એવી ભારપૂર્વક ભલામણ કરી હતી કે મારા પુત્રે ઇતિહાસનો ખુબ અભ્યાસ કરવો. કારણ કે જો કોઇ સાચામાં સાચું તત્ત્વજ્ઞાન હોય તો તે ઇતિહાસ છે. આ અભિપ્રાયથી બરાબર ઉંધો અભિપ્રાય આપણા સુવિખ્યાત તત્ત્વચિંતક શ્રીયુત મશરૂવાળાએ પોતાના એક તાજેતરના પુસ્તક "સમૂળી ક્રાન્તિ"મા આપ્યો છે. એ પુસ્તકમાં ઇતિહાસને નવલકથાની કોટીમાં મૂકી દઇને કેળવણીમાં ઇતિહાસનો અભ્યાસ કેવો નિરર્થક અને અનર્થક છે એની એમણે વિશદ રીતે સમીક્ષા કરી છે.

### એમાંથી સાચું કોણ?

બન્ને મત પોતપોતાના દ્રષ્ટિબિંદુથી સાવ સાચા છે. એક સામાન્ય નિયમ તરીકે જેને ઉત્ક્રાન્તિમાં આસ્થા છે તેને ઇતિહાસમાં વિશ્વાસ હોય છે. ઉલટ પક્ષે જેને ક્રાન્તિમાં શ્રદ્ધા હોય છે તેને ઇતિહાસ ઉપર અવિશ્વાસ હોય છે.

કાલેલકરની પેઠે મશરૂવાળા પણ બે છે. એક છે વિચારક મશરૂવાળા અને બીજા છે પ્રચારક મશરૂ-




વાળા. વિચારક મશરૂવાળા કોઈની શેહમાં તણાતા નથી. પોતાના પૂજ્ય ગુરૂ મહાત્માજીની ભૂલો પણ ખાનગીમાં અને જાહેરમાં બેધડક રીતે વિનયપૂર્વક બતાવે છે. વિચારક મશરૂવાળા આ દેશના ઇતિહાસના અભ્યાસી છે. અને એ ઈતિહાસના અભ્યાસ ઉપરથી અનેક ચોંકાવનારા વિધાનો કરે છે. એવાં અનેક વિધાનો ખુદ "સમૂળી ક્રાન્તિ"માં છે.

જ્યારે બીજી બાજુ પ્રચારક મશરૂવાળા ગાંધી ક્રાન્તિના એક અગ્રગણ્ય ધ્વજધારી છે. ક્રાન્તિકાર સદાય ઈતિહાસના અનુભવબોલને તુચ્છકારતો હોય છે. જો એ એમ ન કરે તો એને હાથે કદી ક્રાન્તિ થઈ શકે જ નહિ. અહંકેન્દ્રી ક્રાન્તિકારનો ઈતિહાસ પોતાની જાતથી શરૂ થતો હોય છે. નાઝીઓએ સત્તા ઉપર આવ્યા પછી નાઝીક્રાન્તિને સફળ કરવા માટે જે અનેક અસરકારક પગલાં ભર્યાં તેમાંનું એક પગલું એ હતું કે એમણે બાળકોને શાળાઓમાં શીખવ્યું કે જર્મનીનો ખરો ઇતિહાસ વર્સેલ્સની સુલેહ પછી શરૂ થાય છે. એજ રીતે રશીયનં કોમ્યુનીસ્ટોએ કહ્યું કે જગતનો સાચો ઇતિહાસ લાલક્રાન્તિ પછી ચાલુ થાય છે.

ચીનના ચક્રવર્તી સમ્રાટ ત્સીન શી હવાંગ–ની એ પોતાની ક્રાન્તિકારી સમાજવ્યવસ્થાને સફળ બનાવવા માટે દેશનાં હાથ લાગ્યાં એટલાં બધાં જુનાં પુસ્તકો બાળી મુકયાં. આ પ્રયોગનું પુનરાવર્તન કરવાનું આ છાપખાનાના જમાનામાં શકય ના હોવાને કારણે કમાલ આતાતુર્કે ભૂતકાળને ભુંસી નાખવા માટે સાવ જુદોજ રસ્તો લીધો. એણે પોતાની પ્રજાની લિપિ બદલી નાખીને ઉગતી પ્રજા માટે ભૂતકાળને અગમ્ય બનાવી દીધો !

જેમ નાઝીઓ અને કોમ્યુનીસ્ટોનો ઈતિહાસ પહેલા વિશ્વયુદ્ધ પછી શરૂ થાય છે, મુસ્લીમોનો ઇતિહાસ મહમદ પયગમ્બર પછી શરૂ થાય છે, ખ્રિસ્તીઓનો ઇતિહાસ નવા કરારથી શરૂ થાય છે, ને આર્યોનો ઇતિહાસ ઋગ્વેદથી શરૂ થાય છે તેમ શ્રી. મશરૂવાળાનો ઇતિહાસ મહાત્મા ગાંધીથી શરૂ થાય છે. એમને મન મહાત્માજી પહેલાંના માનવ પુરુષાર્થની મહાકથા એ નિરર્થક વેરઝેર વધારનારી એક કપોળકલ્પિત નવલકથા છે.

એમનું આ દ્રષ્ટિબિંદુ સમજી લીધા પછી આપણે હવે એમની દલીલોમાં રહેલું તથ્ય તપાસીએ.

ઇતિહાસ "જાળવી રાખવા માટે" પુરાતત્ત્વવાદીઓ (ખરી રીતે તો નૃવંશશાસ્ત્રીઓ) Anthropologists સંસ્કૃતિશૂન્ય અને આરણ્યક જાતીઓને એમની પછાત દશામાં ઈરાદાપૂર્વક રાખી મુકવા માગે છે, એમ કહીને એમણે આખી વસ્તુસ્થિતિનું અર્ધ સત્ય અને વિકૃત ચિત્ર દોર્યું છે. ખરી હકીકત તો એ છે કે જેમ હિંદુઓએ જીતાયલી જાતીઓની કતલ કરવાને બદલે કે એમને ગુલામ બનાવવાને બદલે શૂદ્રો કે અતિશૂદ્રો તરીકે સ્વીકારી, હિંદુ જીવનવ્યવસ્થામાં પોતાનો આત્મવિકાસ કરવાની તક આપી, તેમ અર્વાચીન નૃવંશશાસ્ત્રી સંસ્કૃતિની સોપાન શ્રેણીમાં ઉંચે ચઢેલી પ્રજાઓ, નીચે રહેલી પ્રજાઓનો જે ભયંકર ભૌતિક અને નૈતિક નાશ કરે છે, તેમાંથી એ પ્રજાઓને બચાવીને એમને એમની રીતે પોતાનો આત્મવિકાસ કરવા દેવાની હિમાયત કરે છે.

એક બે દાખલાઓથી મારૂં મંતવ્ય સ્પષ્ટ કરૂં. આજસુધી આ દેશમાં આદીવાસીઓની સેવા કરવા જે પાદરીઓ આવતા તેઓ "જંગલી" જાતીઓને "સુધારીને" ખ્રીસ્તી બનાવવા માટે આવતા. આ દેશના એક અગ્રગણ્ય નૃવંશશાસ્ત્રી ફાધર એલ્વીન પણ આદીવાસીઓની સેવા કરે છે. પણ એ સેવા કરતા પહેલાં એમણે ધર્મ, જાતી, વર્ણ અને સંસ્કૃતિના અભિમાનને બાજુએ મુકી દીધું છે, એક આદીવાસી સ્ત્રી સાથે જ લગ્ન કર્યું છે, અને આદિવાસીઓ સાથે આદીવાસી થઈને રહ્યા છે. એ "બાયગા" જાતી માટે એક જુદા બાઇગાસ્તાનની માગણી કરે છે. પણ એ બાયગાઓને યાવદ્ચંદ્રદિવાકરો એની એ દશામાં રાખવા માટે નહિ, પણ એ જાતીને પોતાની પ્રતિભા મુજબ પોતાનો આત્મવિકાસ કરવા દેવાની તક આપવા દેવા માટે. જો એમ





ના હોત તો એ સાથે સાથે માગણી કરત કે આર્ય-ગાઓને કોઈ પણ સુસંસ્કૃત વ્યક્તિનું મોઢું પણ ના જોવા દેવું તેમજ પોતે જે આધુનિક સંસ્કૃતિના પ્રતીક જેવાં દવાખાનું અને નિશાળ ચલાવે છે તે તેઓ ના ચલાવતા હોત.

રેંટિયા જેવા ગૃહઉદ્યોગોને આપણી સરકાર "પ્રતિહાસ જાળવી રાખવા માટે" સહાય કરતી નથી પણ ગૃહઉદ્યોગોને મીલની અનિષ્ટ મનાતી હરીફાઈ સામે ટકાવી, પોતાનો સ્વતંત્ર વિકાસ કરવા દેવા માટે કરે છે.

એમનો બીજો મુદ્દો એ છે કે "કલકત્તાની 'કાળી કોટડી'ની વાતને ગઈકાલ સુધી સાચા કિસ્સા તરીકે બધા વિદ્યાર્થીઓ અને શિક્ષકો માનતા હતા તે હવે ગપ સાબીત થઇ ગઈ. મહમદ ગજનવીએ સોમનાથ લૂંટ્યાની વાત પણ સાચી નથી, એમ પં. સુંદરલાલજીએ જણાવી આપણને હમણાં જ આશ્ચર્યચકિત કર્યા છે. ઓગસ્ટ ૧૯૪૬ પછી દેશભરમાં થએલા, હિંદુ-મુસલમાન અત્યાચારો અને રમખાણોની બાબતમાં સોળેસોળ આના સાચો ઇતિહાસ કદીયે મળી શકવાનો નથી."

સોળે સોળ આના સાચો ઈતિહાસ લખાતો નથી, એ વાત સાવ સાચી. પણ માનવી જે જે ક્ષેત્રોમાં પુરુષાર્થ કરે છે. એમાંથી કયા ક્ષેત્રમાં એને સોળેસોળ આના સાચું જ્ઞાન મળ્યું? અને પૂરું જ્ઞાન મળતું નથી એટલા માટે જ્ઞાન માત્રને નિરર્થક માની શકાશે!

ભૌતિકશાસ્ત્ર જેવાં ચોક્કસ વિજ્ઞાનમાંથી એક આઈન્સ્ટાઈન જાગે છે તો એના જીવનદર્શને આગળ ન્યુટનનું જીવનદર્શન વામણું બની જાય છે. એટલે ઇતિહાસમાં એક પેઢીનો ઇતિહાસકાર પોતાની આગલી પેઢીના ઇતિહાસકારની શોધો ખોટી ઠરાવે તો તેથી તાજુબી પામવાની જરૂર નથી. વળી કલકત્તાની કાળી કોટડી કે મહમદની સોમનાથની લૂંટની વાત જેવી નાની વિગતો ખોટી ઠરે એનાથી ઇતિહાસનું આખુંયે ચોકઠું બદલાઈ જતું નથી. માનો કે મહમદે સોમનાથ નહિં લૂંટયું હોય પણ એટલા ઉપરથી આ દેશમાં મુસ્લીમોએ અવારનવાર આક્રમણો કરીને સેંકડો સુંદર મંદિરોને જમીનદોસ્ત કર્યાં છે, એ મુખ્ય હકીકતને બિલકુલ બાધ આવતો નથી. શેક્સ્પીઅર, પ્રેમાનંદ અને કાલિદાસ વિષે જે કાંઈ વાદવિવાદ છે તે ઇતિહાસના જ્ઞાનને અંગે નથી. પણ ઇતિહાસના અજ્ઞાનને અંગે છે, આ મહાકવિઓ વિષે ચોક્કસ ઐતિહાસિક પુરાવો ન મળવાને કારણે જ મોટા ભાગનો વાદવિવાદ ઊભો થયો છે. તેમજ જૂની શોધો ખોટી ઠરે તો એ ઉપરથી એમ માલમ પડે છે કે ઇતિહાસનું શાસ્ત્ર પ્રગતિ કરી રહ્યું છે. અને ઇતિહાસનું જ્ઞાન દિવસે દિવસે વધુને વધુ ચોક્કસ થતું જાય છે. સોલંકી યુગનું એક તામ્રપટ બનાવટી છે એવી શોધ જો વીસમી સદીનો કોઈ પુરાતત્ત્વવેત્તા કરે તો તે ઇતિહાસની શાસ્ત્ર તરીકેની ચોક્કસ બાજુ રજૂ કરે છે. જે બનાવટી તામ્રપટની મદદથી સોલંકી યુગનો એક માણસ પોતાના સમકાલીનોને આબાદ છેતરીને કોઈ જમીનનો કબજાભોગવટો કરી શક્યો તેજ તામ્રપટ હજાર વર્ષ પછી ઇતિહાસને પુરાતત્ત્વના શાસ્ત્રોમાં નિષ્ણાત એવા આ સંશોધકને છેતરી શકતું નથી.

એમનો ત્રીજો મુદ્દો એ છે કે "ઈતિહાસ વાંચીને આપણે ભૂતકાળ વિષે જે કલ્પનાઓ કરીએ છીએ તે યોગ્ય કરતાં ઘણી વધારે પડતી વ્યાપક રૂપમા હોય છે, અને તે ઉપરથી વળી જે અહંતાઓ કે દ્વેષો પોષીએ છીએ તે તો અતિશય અઘટિત હોય છે."

ભૂતકાળ વિષેના ગુમરાહ ખ્યાલોનો ઉદ્‌ભવ તો હંમેશાં ઇતિહાસના અજ્ઞાનમાંથી જ થાય છે. ઇતિહાસનું સાચું જ્ઞાન તો ભૂતકાળ વિષેની આપણી ખોટી કલ્પનાઓ સુધારીને એને એના યથાર્થ સ્વરૂપમાં રજૂ કરે છે. ઇતિહાસનો દરેક અભ્યાસી સારી રીતે જાણે છે કે આજસુધી સર્જાયલી દરેક દરેક સંસ્કૃતિમા ઉત્પાદન દાસવર્ગ કરતો, અને ઉપભોગ પ્રભુવર્ગ કરતો.

એમનો ચોથો મુદ્દો એ છે કે દેશ દેશ અને પ્રજા પ્રજા વચ્ચેના કેટલાંય વેરો, ઇતિહાસ જેવી કશી વસ્તુ ન હોય, માણસને ભૂતકાળની કશી સ્મૃતિ જ ન રહેતી હોય તો પોષાય નહિ. ઇતિહાસ વાંચીને ધડો લીધો હોય અને શાણી બની હોય એવી કોઇ પ્રજા કે વ્યક્તિ યે હજુ સુધી થઈ નથી.

ઇતિહાસથી વેર પોષાય છે એમ કહેવા કરતાં સ્વાર્થી માણસો કે પ્રજાઓ ઇતિહાસનો દુરુપયોગ કરે છે, એમ કહેવું વધુ યોગ્ય થશે. અગ્નિથી એક માણસ રસોઇ કરે અને બીજો આગ લગાડે. એમાં દોષ અગ્નિનો નથી, માણસનો છે. અગ્નિની શોધ નાબુદ કરવાથી માણસની અનિષ્ટ વૃત્તિ સુધારી શકે નહિ.

ઇતિહાસથી જ જો વેરઝેર વધતાં હોય તો આફ્રિકા અને ઑસ્ટ્રેલિયાની સંસ્કૃતિશૂન્ય પ્રજાઓ, અમેરિકાના રેડ ઇન્ડિયનો અને સરહદના અભણ આફ્રિદીઓ જેમની પાસે પોતાનો કશો જ ઇતિહાસ લેખિત નથી તેઓ આદર્શ અહિંસક સમાજ રચીને માનવજાતને સર્વોદયનો સંદેશો આપી શક્યો હોત.

બેકન કહે છે કે ઇતિહાસ માણસને ડાહ્યો બનાવે છે. આ સૂત્રમાં શ્રી મશરૂવાળાને સહેજે વિશ્વાસ નથી. કારણકે એ ઇતિહાસને બહુ સંકુચિત રીતે સમજે છે ઇતિહાસ એ કેવળ, રાજાઓની વંશાવળી, રાજારાણીની પ્રણયકથાઓ કે મારામારી કાપાકાપી કે ખુનામરકીના ભયાનક વર્ણનોનો ઘડી ગમ્મત માટે કરેલો સંગ્રહ નથી. પણ એક આખાયે સમાજની ઉન્નતિ અને અધોગતિનું પ્રમાણિક ચિત્ર છે.

જેમ રસોઇ વિષેનું પુસ્તક વાંચવાથી માણસનું પેટ ભરાતું નથી, તેમ એકલો ઇતિહાસ વાંચવાથી માણસ ડાહ્યો થઈ શકતો નથી, પણ એ જો એ જ્ઞાનનો અમલ કરે તો અવશ્ય ડાહ્યો થાય. એક વિદ્વાને કહ્યું છે તેમ:—

"We have to read history for not becoming wiser then our fore-fathers but to become wiser for all times."

અર્થાત્ "આપણે જે ઇતિહાસ વાંચવાનો છે તે આપણા વડવાઓથી ડાહ્યા થવા માટે નહિ પણ સંસારના સનાતન સત્યો સમજવા માટે.

અને ઇતિહાસ વાંચીને માણસ ડાહ્યો થાય તો પણ એના એ ડહાપણ તેમજ એનો અમલ કરવાની શક્તિ મર્યાદિત રહેવાના. એ ભૂલો અવશ્ય કરવાનો પણ ભૂતકાળની ભૂલોનું એના હાથે પુનરાવર્તન નહિ થાય. નવી ભૂલો એને નવી સિદ્ધિઓ તરફ જ દોરી જવાની. ઇતિહાસબુદ્ધિનો પૂરતો વિકાસ ના થયો હોવાને કારણે હિન્દુઓએ એની એ જ ભૂલો સદીઓ સુધી કર્યા કરી છે.

બીજી રીતે જોઇએ તો જ્ઞાન માત્ર ઇતિહાસ જ છે. એક ઇજનેરી, ખેતીવાડી વેપાર કે હુન્નરઉદ્યોગનો વિદ્યાર્થી પોતાના ચાર પાંચ વર્ષના અભ્યાસક્રમમાં સેંકડો વર્ષોનો અનુભવ મેળવી લેતો હોય છે. અને માણસ જાતની જૂની ભૂલોનું પુનરાવર્તન કેમ ના કરવું તે શીખતો હોય છે.

ઋગ્વેદથી ગીતા સુધીના ધર્મગ્રંથો એ હિન્દુ જાતિની ધર્મબુદ્ધિના વિકાસનો એક પ્રામાણિક ઇતિહાસ જ છે.

માણસજાત ઉપર અચાનક એવી કોઇ આફત ઉતરે કે જેથી એની સ્મૃતિનો લોપ થાય, જૂના સંસ્કારો નષ્ટ પામે, પુસ્તકો ને સાધનોનો નાશ થાય. તો માણસ કયાં જઇને ઊભો રહે ?

ઇતિહાસથી જો વેરઝેર વધતાં હોય તો તેમાં દોષ ઇતિહાસનો નથી પણ એ શીખવવાની પદ્ધતિનો છે. આપણો છેલ્લાં હજાર વર્ષનો ઇતિહાસ એ હિંદુ અને મુસ્લિમ સંસ્કૃતિ વચ્ચેના ભયાનક સંઘર્ષ, નિર્બળ સમાધાન અને નિષ્ફળ સમન્વયનો ઇતિહાસ છે. હવે ગાંધીવાદીઓ અને રાષ્ટ્રવાદીઓ એમ કહેશે કે આ ઇતિહાસ શીખવવાથી હિંદુ અને મુસ્લિમ બાળકોમાં પરસ્પર રોષ, દ્વેષ, અને તિરસ્કાર પોષાશે. એટલે એ ઇતિહાસ કાંતો શીખવવો જ નહિ અથવા તો ખોટી રીતે શીખવવો. એટલે કે બાળકોને બતાવવું કે આ બે





સંસ્કૃતિઓ વચ્ચે સંઘર્ષ માત્ર નામનો જ થયો છે. મુખ્યત્વે તો સમન્વય જ થયો છે. આવી શાહમૃગ-વૃત્તિથી જીવનના કોઈ પ્રશ્નને આપણે સાચી રીતે ઉકેલી શકવાના નથી.

શ્રી. મશરૂવાળાની પેઠે જ વિશ્વશાંતિ અને અહિંસામાં માનનાર નિરીશ્વરવાદી વિચારક બર્ટ્રાન્ડ રસેલ પોતાના કેળવણી વિષેના પુસ્તકમાં કહે છે કે, બાળકોને યુદ્ધનો ઇતિહાસ અવશ્ય શીખવવો પણ એ પુરેપુરો શીખવવો. યુદ્ધની અદ્ભૂત અને રમ્ય બાજુ બતાવીને બેસી ના રહેવું પણ સાથેસાથે એની કરુણ બાજુ પણ બતાવવી. આ પદ્ધતિ, વ્યવહારૂ રીતે શી રીતે અમલમાં મુકી શકાય એ બતાવતાં શ્રી. રામનારાયણ પાઠકે કહેલું કે ' મધ્યયુગમાં આપણા દેશમાં હિંદુઓ અને મુસ્લિમોએ એકબીજાના ગળાં કાપ્યાં હતાં એ વાત સાચી પણ તે વખતે યુરોપમાં એથી ભૂંડી સ્થિતિ હતી સુવર્ણયુગ સમ ન મનાતા ઇલિઝાબેથના રાજમાં રોમન કેથોલીકો અને પ્રોટેસ્ટંટો એક બીજાને જીવતા બાળતા હતા. એજ વખતે અકબર આ દેશમાં બન્ને સંસ્કૃતિઓના સમન્વયનો પ્રયોગ કરતો હતો." હું એમાં એટલું ઉમેરીશ કે હિંદુ અને ઇસ્લામી સંસ્કૃતિઓ વચ્ચેનો સંઘર્ષ એ બે તદ્દન પરસ્પર વિરોધી સંસ્કૃતિઓ વચ્ચેનો સંઘર્ષ હતો. જ્યારે રોમન કેથોલીક અને પ્રોટેસ્ટંટ સંસ્કૃતિઓ વચ્ચેનો સંઘર્ષ એ તો એકજ ખ્રિસ્તિ સંસ્કૃતિની બેપેટા સંસ્કૃતિઓ વચ્ચેનો સંઘર્ષ હતો. એટલે ધર્મસહિષ્ણુતાની બાબતમાં અકબરના સમયનું હિંદુસ્તાન ઇલિઝાબેથના સમયના ઇંગ્લેંડ કરતાં ઘણું આગળ હતું. શ્રી ઝવેરચંદ મેઘાણીએ એક વખત આજ દૃષ્ટિબિંદુનું સમર્થન કરતા કહેલું કે 'ગુજરાતના સુલતાનો તરફ મને ભારે આકર્ષણ છે. તેઓ રાષ્ટ્ર વિધાયકો હતા. યુદ્ધકલા અને રાજવટીરટની બાબતમાં તેઓ રજપુત રાજાઓ કરતાં ઘણા આગળ હતા. અલબત્ત તેઓ ધર્માંધ હતા. પણ ધર્માંધતા એ તો એ જમાનાનો સર્વસામાન્ય દોષ હતો.'

આ તો આપણા ઇતિહાસની વાત થઇ. પણ જ્યાં પારકા ઇતિહાસનો પ્રશ્ન આવે છે ત્યાં તો આ રાગદ્વેષનો ય સવાલ રહેતો નથી હું ઇજીપ્ત, બેબીલોન કે એસીરીયાના ઇતિહાસનો અભ્યાસ કરૂં, એમાં મારી અહંતા કઇ રીતે પોષાય ? હું કોની સામે અને કઇ રીતે દ્વેષ કેળવુ છું એ એક વિચારવા જેવો પ્રશ્ન છે.

એમનો પાંચમો મુદ્દો એ છે કે ખરું પૂછતાં ઇતિહાસ સ્મૃતિ કે યાદદાસ્તનું જ બીજું નામ છે. યાદદાસ્ત કરતાં એની કીંમત ઓછી છે. કારણ કે ઘણુંખરૂં ઇતિહાસ લખવાની પ્રવૃત્તિ સ્મૃતિ તાજી હોય ત્યારે નહિ પણ તે ઝાંખી પડી ગઈ હોય અને સાચી બીનાઓ જાણવાના સાધનો લુપ્ત થવા લાગ્યાં હોય ત્યારે જ થાય છે. પણ તાજી અને સાચી સ્મૃતિ એ મનુષ્યને મળેલી બક્ષીસ જ નથી શાપ પણ છે. બે ગાયો વચ્ચે સહાનુભૂતિ—પ્રેમ સદા રહે છે. એમની વચ્ચે થયેલો ઝગડો ક્ષણિક રહે છે કારણ કે એની સ્મૃતિ શક્તિ બહુ મંદ છે.

માનવસ્મૃતિ કેવી દગલબાજ છે, એ સબંધી એક માનસશાસ્ત્રીના પ્રયોગ વિષે એમણે આગળ નોંધ લીધી છે.

ઇતિહાસ એ યાદદાસ્તનું બીજું નામ છે એ વાત સાચી પણ ઇતિહાસ એટલે એકલા માનવીની યાદદાસ્ત નહિ પણ સમસ્ત પ્રકૃતિની યાદદાસ્ત, આપણી પૃથ્વીના બે અબજ વર્ષના આયુષ્યનો ઇતિહાસ વૈજ્ઞાનિકોએ બહુ ચોક્કસ રીતે કડીબદ્ધ આલેખ્યો છે. તે કોઇ વ્યક્તિ કે સમાજની સ્મૃતિ ઉપરથી નહિ પણ સમસ્ત પ્રકૃતિની સ્મૃતિ ઉપરથી એટલે કે પૃથ્વીના પડના પરિવર્તનો અને પ્રાણીઓના અવશેષોના નક્કર પુરાવાઓ ઉપરથી એજ રીતે ઇતિહાસકારો અનેક લુપ્ત થઈ ગએલી સંસ્કૃતિઓ વિષે પારાવાર માહિતી પ્રાચીન નગરોના ખોદકામથી એકઠી કરે છે. અને કેટલીયે વાર પુરાતત્ત્વનો પુરાવો વૃત્તાંતોની વિરૂદ્ધ પડે તો તે વૃત્તાંતોની સત્યતા સબંધી તેઓ શંકા ઉઠાવે છે.

શ્રી. મશરૂવાળા કહે છે કે તાજી, અને સાચી સ્મૃતિ મનુષ્યને મળેલી બક્ષીસ જ નથી શાપ પણ છે. આમાં મુદ્દાનો સવાલ એ છે કે એ મુખ્યત્વે શું છે. જો એ મુખ્યત્વે બક્ષીસ હોય તો ઝાઝી ફીકર કરવાની

જરૂર નથી. પણ જો મુખ્યત્વે શાપ હોય તો શું માણસે સ્મૃતિ ગુમાવીને પશુની કક્ષામાં જઈને ઊભા રહેવું?

માનવી જેવા વિકાસક્રમની ટોચે પહોંચેલા પ્રાણીની ગાય જોડે સરખામણી કરવી કોઈપણ રીતે વ્યાજબી નથી, અને છતાંય જો સરખામણી કરવી હોય તો 'પાડાખાર' એ શબ્દ તરફ તો જુઓ! ભૂતકાળની કોઈપણ જાતની કટુસ્મૃતિ ન હોવા છતાં પ્રાણીસૃષ્ટિમાં બે પરસ્પરને અજાણ્યા નરો એક માદા માટે જીવલેણ યુદ્ધ કરતા હોય છે. પ્રાણીજીવનનો કોઈપણ પ્રમાણિક અભ્યાસી કહેશે કે શ્રી મશરૂવાળા માને છે એમ પ્રાણીઓ છેક અહિંસક તો નથી જ! એમનો છઠ્ઠો મુદ્દો એ છે કે "ઇતિહાસના પરિણામો તે આજનું માનવજીવન છે. આજનું માનવજીવન કેવું છે તેનું બરાબર નિરીક્ષણ કરવું જોઈએ અને તેની સમસ્યાઓનો ઇતિહાસની કેદમાં પુરાયા વિના ઉકેલ શોધવો જોઈએ. એમને ભૂતકાળના સંસ્કારોમાં શ્રદ્ધા છે એ ભણેલા ઇતિહાસને વિઘ્નરૂપ માને છે. બીજા શબ્દોમાં કહીએ તો એ બુદ્ધિને બદલે પ્રેરણાને અનુસરવાનું વધારે પસંદ કરે છે. આ રીતે સંસ્કૃતિના ક્રમને ઉલટાવી નાખીને પ્રકૃતિ તરફ પાછા ફરવાથી માનવ પ્રકૃતિમાં મૂળગત રહેલી દ્વેષભાવના કઈ રીતે નિર્મુળ થાય એ સમજવું મુશ્કેલ છે.

બુદ્ધિનું સ્થાન પ્રેરણાને આપવાની પદ્ધતિ એકલા ઇતિહાસના અભ્યાસમાં લાગુ પાડવી કે જીવનના દરેક ક્ષેત્રમાં લાગુ પાડવી? જો બીજા ક્ષેત્રમાં લાગુ પાડવાની હોય તો સ્ત્રી-પુરૂષ સંબંધની બાબતમાં બુદ્ધિજન્ય નીતિ-નિયમો ઉંચે મુકીને સૌ પોતપોતાની પ્રેરણા મુજબ સ્વૈરજીવન જીવે એને શ્રી મશરૂવાળા પસંદ કરશે ખરા!

એમનો સાતમો અને છેલ્લો મુદ્દો એ છે કે "ઇતિહાસજ્ઞાન ક્ષીણ થવાને લીધે મધ્યકાળમાં હિંદુસ્તાનમાં આવેલા શક, હુણ, યવન, બર્બર, અસુર વગેરે લોકો તથા તેમના ધર્મો અને આર્યો વચ્ચે જેમ આજે કોઈ સ્વદેશી-પરદેશીનો ભેદ કરતું નથી કે હિંદુની સાવરકરી વ્યાખ્યા ભણવા બેસતું નથી, તેમ મુસલમાન, ખ્રિસ્તી, પારસી વગેરે વિષે પણ હોત."

આ વિધાન એમણે શા આધારે કર્યું છે? મહમ્મદ બીન કાસમ પહેલાં આ દેશમાં ઇતિહાસજ્ઞાન નહોતું? એના આવ્યા પછી એ અચાનક એકદમ વધી ગયું?

ઉઘાડી આંખે જોઈ શકાય એવી હકીકત તો એ છે કે હિંદુપ્રજામાં જ્યાં સુધી સારા પ્રમાણમાં પ્રાણબળ હતું ત્યાં સુધી એણે પરપ્રજાઓ અને પરસંસ્કૃતિઓને આત્મસાત કરી એ પ્રાણબળ ઘટયું એટલે એ પ્રવૃત્તિ શિથિલ થઈ ગઈ.

પુસ્તકના "ખુલાસા"માં એ મહાત્માજીની ગોડસેએ કરેલી હત્યાને "ઇતિહાસના કહેવાતા જ્ઞાનથી મંડાતી મોકાણ"ની સાબિતી રૂપે રજુ કરે છે.

હવે મહાત્માજીનું ખૂન, જો સરકાર, વિદ્યાલંકાર, જાયસ્વાલ, રાજવાડે, કોમીસેરીયેટ કે કામદાર જેવા કોઈ ઇતિહાસવેત્તાને હાથે થયું હોત તો એમની દલીલ પ્રતીતિકર લાગત, પણ એ ખૂન કોઈ શાંત અભ્યાસીને હાથે નથી થયું પણ રાષ્ટ્રના સંક્રાન્તિકાળે સત્તાની તાણાતાણમાં પડેલા અનેક રાજકીય પક્ષોમાંથી એક પક્ષના પ્રતિનિધિને હાથે થયું છે.

ઉલટ પક્ષે ઇતિહાસનો અભ્યાસ માણસની બુદ્ધિને કેવી રીતે સારાસારની વિવેક વાળી બનાવે છે. એ જોવું હોય તો "પ્રસ્થાન" નો "ગાંધી મણિ મહોત્સવાંક" જોવો. એમાં ગુજરાતના અનેક લબ્ધ પ્રતિષ્ઠ વિચારકોએ મહાત્માજીની સ્તુતિ અને અસ્તુતિ કરી છે. જ્યારે ગુજરાતના સુપ્રસિદ્ધ ઇતિહાસકાર પ્રો. કામદારે મહાત્માજીના મહાન ગુણોની વ્યાજબી સ્તુતિ કરવા સાથે એમના સ્વભાવ અને ચારિત્રની કેટલી ગંભીર ક્ષતિઓ પ્રત્યે પણ જનતાનું ધ્યાન દોર્યું છે.

શ્રી. મશરૂવાળાને ઇતિહાસ પ્રત્યે અણગમો હોવાનું એક વિશેષ કારણ સાહિત્ય સંગીત અને કલા પ્રત્યે અણગમો ધરાવતું એમનું માનસિક બંધારણ છે. સાહિત્યકારને હંમેશાં ઇતિહાસમાં અતિશય રસ હોય છે આજ કારણને લઈને શ્રી. મશરૂવાળાના દૃષ્ટિબિંદુ પ્રત્યે કાકા સાહેબ, નાનાભાઈ, કે દર્શક જેવા ગાંધીમાર્ગી વિચાર કો પણ ભાગ્યે જ સહાનુભૂતિ ધરાવે. આ ત્રણે વિચારકોના લખાણ ઉપરથી તો તેઓ ઇતિહાસના અભ્યાસના હિમાયતી હોય એમ લાગે છે. હવે આપણે ઇતિહાસનો અભ્યાસ શા માટે જરૂરી છે તે જરા જોઈ જઈએ.

૧. નેપોલીયને ઇતિહાસને સાચામાં સાચું તત્ત્વજ્ઞાન કહ્યું છે. કારણ કે ઇતિહાસ તત્ત્વજ્ઞાનનો પાયો સત્ય હકીકતો છે. લલિત સાહિત્યની પેઠે ઇતિહાસ





એ કલ્પનાપ્રધાન શાસ્ત્ર નથી. કે શુષ્ક તત્ત્વજ્ઞાનની પેઠે ઇતિહાસ "ઘૃતાધારે પાત્રમ્ વા પાત્રાધારે ઘૃતમ્" જેવા તાર્કિક પ્રશ્નોમાં ગોથાં ખાતો નથી. તત્ત્વજ્ઞાનનો ઉદ્દેશ વસ્તુ માત્રનું મૂળ શોધવાનો છે. એ શોધવાના કેટલાક અસરકારક રસ્તાઓમાંનો એક રસ્તો ઇતિહાસ એ છે.

૨. નવલરામે ઇતિહાસને આરસી સાથે સરખાવ્યો છે કોઇપણ સમાજના સ્વભાવનું, અને ગુણદોષોનું અને પલટાતી પરિસ્થિતિ સામેના એના પ્રતિકાર્યનું જેવું પ્રતિબિંબ એના ઇતિહાસમાં પડે છે તેવું બીજા કશામાં પડતું નથી,

૩. મનુષ્યસ્વભાવનો અભ્યાસ કરવાનું ઇતિહાસ એ એક કિંમતી સાધન છે. જુદી જુદી પ્રજાઓના ઇતિહાસનો એમની ચઢતી પડતીનો અને એમના જન્મ મરણનો અભ્યાસ કરવાથી આપણને એ સત્યની પ્રતીતિ થાય છે કે દેશકાળને લગતા ભેદો લક્ષમાં ન લઇએ તો એ સર્વ દેશનો અને સર્વકાળમાં મનુષ્યસ્વભાવ લગભગ સરખો જ હોય છે.

૪. કોઇપણ સમાજના ભૂતકાળનો સંગીન અભ્યાસ કરવાથી એના વર્તમાનની અનિશ્ચિત પરીસ્થિતિમાંથી એનું ભવિષ્ય કેવું થશે એનો આપણને કંઇક ખ્યાલ આવે છે.

ઉપરાંત આપણે એ લક્ષમાં રાખવું જોઇએ કે ઇતિહાસ એ દિનપ્રતિદિન વિકાસ પામતું શાસ્ત્ર છે. એમાં દિનપ્રતિદિન નવી શોધો થયા કરે છે. નવા દષ્ટિબિંદુઓ વિકાસ પામે છે. અને નવી સંભાવનાઓ સર્જાય છે.

જેમ શ્રી. મશરૂવાળા જેવા એક ઉત્કટ શ્રેયાર્થી આપણને કહે છે કે ધર્મ અને તત્ત્વજ્ઞાનમાં કદી પૂર્ણવિરામ આવતો નથી. દરેક યુગે જૂની ધાર્મિક શ્રદ્ધાઓનું નવી રીતે મૂલ્યાંકન કરવું-જોઇએ. તેજ રીતે સાચો ઇતિહાસકાર કહે છે કે દરેક યુગે પોતાની જરૂરિયાતો નક્કી કરીને પોતાના ઇતિહાસને નવેસરથી રચવો જોઇએ.

ગ્રીકના શાણા ફીલસૂફો કહેતા કે "તું તારી જાતને ઓળખ" આપણા સમાજને ઓળખવાનું એક બહુ સારૂં સાધન આપણો ઇતિહાસ છે. હવે પછીના પ્રકરણોમા આપણા ઇતિહાસને ઉકેલવાની એક નવી દ્રષ્ટિ રજૂ થાય છે. અને એ દ્રષ્ટિથી હાથ આવતી ચાવીઓ વડે મહાત્મા ગાંધીજીના અત્યંત જટિલ વ્યક્તિત્વ, જીવન અને કાર્ય ઉપર આજ સુધી ન પડ્યો હોય એવો કેટલોક નવો પ્રકાશ પડે છે.

[ક્રમશઃ]





એ કલ્પનાપ્રધાન શાસ્ત્ર નથી. કે શુષ્ક તત્ત્વજ્ઞાનની પેઠે ઇતિહાસ "ઘૃતાધારે પાત્રમ્ વા પાત્રાધારે ઘૃતમ્" જેવા તાર્કિક પ્રશ્નોમાં ગોથાં ખાતો નથી. તત્ત્વજ્ઞાનનો ઉદ્દેશ વસ્તુ માત્રનું મૂળ શોધવાનો છે. એ શોધવાનાં કેટલાક અસરકારક રસ્તાઓમાંનો એક રસ્તો ઇતિહાસ એ છે.

૨. નવલરામે ઇતિહાસને આરસી સાથે સરખાવ્યો છે. કોઇપણ સમાજના સ્વભાવનું, અને ગુણ દોષોનું અને પલટાતી પરિસ્થિતિ સામેના એના પ્રતિકાર્યનું જેવું પ્રતિબિંબ એના ઇતિહાસમાં પડે છે તેવું બીજા કશામાં પડતું નથી,

૩. મનુષ્યસ્વભાવનો અભ્યાસ કરવાનું ઇતિહાસ એ એક કિંમતી સાધન છે. જુદી જુદી પ્રજાઓના ઇતિહાસનો એમની ચઢતી પડતીનો અને એમના જન્મ મરણનો અભ્યાસ કરવાથી આપણને એ સત્યની પ્રતીતિ થાય છે કે દેશકાળને લગતા ભેદો લક્ષમાં ન લઇએ તો એ સર્વ દેશનો અને સર્વકાળમાં મનુષ્યસ્વભાવ લગભગ સરખો જ હોય છે.

૪. કોઇપણ સમાજના ભૂતકાળનો સંગીન અભ્યાસ કરવાથી એના વર્તમાનની અનિશ્ચિત પરીસ્થિતિમાંથી એનું ભવિષ્ય કેવું થશે એનો આપણને કંઇક ખ્યાલ આવે છે.

ઉપરાંત આપણે એ લક્ષમાં રાખવું જોઇએ કે ઇતિહાસ એ દિનપ્રતિદિન વિકાસ પામતું શાસ્ત્ર છે. એમાં દિનપ્રતિદિન નવી શોધો થયા કરે છે. નવા દૃષ્ટિબિંદુઓ વિકાસ પામે છે. અને નવી સંભાવનાઓ સર્જાય છે.

જેમ શ્રી. મશરૂવાળા જેવા એક ઉત્કટ શ્રેયાર્થી આપણને કહે છે કે ધર્મ અને તત્ત્વજ્ઞાનમાં કદી પૂર્ણવિરામ આવતો નથી. દરેક યુગે જૂની ધાર્મિક શ્રદ્ધાઓનું નવી રીતે મૂલ્યાંકન કરવું જોઇએ. તેજ રીતે સાચો ઇતિહાસકાર કહે છે કે દરેક યુગે પોતાની જરૂરિયાતો નક્કી કરીને પોતાના ઇતિહાસને નવેસરથી રચવો જોઈએ.

ગ્રીકના શાણા ફીલસૂફો કહેતા કે "તું તારી જાતને ઓળખ" આપણા સમાજને ઓળખવાનું એક બહુ સારું સાધન આપણો ઇતિહાસ છે. હવે પછીના પ્રકરણોમાં આપણા ઇતિહાસને ઉકેલવાની એક નવી દ્રષ્ટિ રજૂ થાય છે. અને એ દ્રષ્ટિથી હાથ આવતી ચાવીઓ વડે મહાત્મા ગાંધીજીના અત્યંત જટિલ વ્યક્તિત્વ, જીવન અને કાર્ય ઉપર આજ સુધી ન પડ્યો હોય એવો કેટલોક નવો પ્રકાશ પડે છે.

[ ક્રમશઃ ]



શાકવાળી — ચિત્રકાર · વ્રજલાલ ત્રિવેદી

પ્ર. ફી. ૧ થી ૩
પ્ર. પ. ૨-૮-૦

# કસોટી જયંતી વ્યૂહ ૧૨૫

બંધ તારીખ
૧૧ જાન્યુઆરી

## રૂા. ૬૫,૦૦૦ નાં એકંદર ઈનામો

પહેલું ઈનામ બંગલો તથા મોટરકાર અગર રૂા. ૩૪,૦૦૦
તથા રૂા. ૧,૦૦૦ નાં પુસ્તકો

બીજાં ઈનામ રૂા. ૨૪,૦૦૦

ત્રણ ભૂલ સુધી ગેરન્ટીડ

આ ઉપરાંત હિસ્સાનાં, બોનસનાં તથા વધુ પ્ર. પત્રનાં ઇનામ છે. વિગતો માટે 'મક્કમ' અઠવાડિક જુઓ અગર અમને નીચેના સરનામે લખો.

**આડી ચાવીઓ:**

(૧) કસોટી જયંતી વ્યૂહનાં... પગલાં આપનું આગણું અજવાળો.

(૨) કોઇપણ પક્ષને પગભર થવા આવા કાર્યકરોની ખાસ જરૂર પડે છે.

(૫) અકારણ . કરનાર માટે કાં આશ્ચર્ય થાય; કાં આશંકા.

(૮)...નો તુચ્છકાર કરનાર ઘમંડી લાગે તો નવાઇ નહિ.

(૧૦) "પરિણીત જીવનમાં...વધુ છે" એ વાતનું સમર્થન દર પાંચે ત્રણ પુરુષો કરશે

(૧૨) શોખીન નારીનું ચાલે તો બહાર જતા...વખત કપડાં બદલે.

(૧૪) ઇતિહાસના પૃષ્ઠો પરથી ધીમે ધીમે...યુદ્ધની વાતો લુપ્ત થવા માંડી છે

(૧૫) માન પામેલું

(૧૬) લાંબા સમયની......કદીક તીવ્ર અશાંતિ જગવે છે.

(૧૭) જેને.. નો નશો ચડયો હશે તે ભાગ્યે જ કોઇની પરવા કરશે

(૨૩) એક દસકા અગાઉના કુટુંબ જીવનમાં...નું જે સ્થાન હતું તે આજે સાવ બદલાઈ ગયું છે.

(૨૪) આવા માણસોનું ઘરમાં કે બહાર, ક્યાંય માન હોતું નથી.

(૨૫)...માં ધાર્યો ભાવ લાવવા અસાધારણ આવડતની જરૂર પડે છે.

(૨૬) ઊભી ચાવી પ્રમાણે

**ઊભી ચાવીઓ:**

(૨) દુનિયા શું કહેશે તેની...માણસો ચિંતા કરે એ સંભવ ઓછો છે.

(૩).. સ્થિર હોય તો પાપમાંથી બચી શકાય

(૪) 'ધીર' ની 'ગતિ' એ અહીં ગુલાટ ખાધી છે.

(૬) કામચોર નોકરો હંમેશા... શોધતા હોય છે.

(૭)...થઈ ફરવું એ વસ્તુ ખાસ કરી જુવાનોમાં વધુ જોવા મળે છે.

(૮)...માં મનનું સ્વાસ્થ્ય જાળવવું સામાન્યતઃ મુશ્કેલ હોય છે.

(૯) ખાનગી

(૧૧) કુમાર્ગે...માનવીને તત્કાળ પાછો વાળવો ભાગ્યેજ શક્ય બને છે.

(૧૩) જગતમાં...ની અવગણના કરનાર ઘણે ભાગે ભીંત ભૂલતો હોય છે.

(૧૬) મેઘલી રાતે વનવગડાના પ્રવાસીને...નું ક્ષણિક દર્શન રોમાંચ પમાડે છે.

(૧૮) લગ્ન સમયે કન્યાને અપાતી પહેરામણી.

(૧૯)...માં કામ કરવાની વૃત્તિ થવી એ બહુધા અસંભવ હોય છે.

(૨૦) ખરાબ શંકા.

(૨૧) વિષ્ણુનો પાંચમો અવતાર.

(૨૨)...નો મહિમા સૃષ્ટિમાં આદિ કાળથી ગવાયો છે.

**કસોટી કાર્યાલય : ગાંધીરોડ, અમદાવાદ.**

પ્રવેશ ફીનો કોઠો.

| | | |
|---|---|---|
| ૧ થી ૩ પ્ર પત્ર | : | રૂા ૨—૮—૦ |
| ૪ થી ૮ પ્ર. ,, | : | રૂા ૫—૦—૦ |
| ૯ થી ૧૧ પ્ર. ,, | : | રૂા. ૭—૮—૦ |
| ૧૨ થી ૨૬ પ્ર ,, | : | રૂા. ૧૦—૦—૦ |
| ૩૨ ,, | : | રૂા ૨૦—૦—૦ |

નોંધઃ જ્યારે મક્કમના ગ્રાહક માટે દર ૧૬ પ્ર. પત્ર




| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| દ | | | ગ | | | | | |
| | મા | નિ | ત | | | ક | લ | તા |
| | | શા | | | | | | |
| શ | | | લ | મ | | દા | | |
| કો | | ર | | ન | | ન | | |


| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| કુ | મ | કુ | મ | | | ધી | | |
| | | | | | સ્કા | ર | | |
| વિ | ન | | | જા | | | | ક્ક |
| | | | | | | ગ | વ | ડ |
| દ | | | ગ | | | | | |
| | મા | નિ | ત | | | ક | લ | તા |
| | | શા | | | | | | |
| શ | | | લ | મ | | દા | | |
| કો | | ર | | ન | | ન | | |

અમદાવાદના કલેક્ટરે તા ૨૬-૪-૪૯ ના લાયસન્સ નંબર ૧ થી મંજુર કરેલી હરીફાઈ

કસોટી હરીફાઇના સર્વ શરતો-નિયમો મને કબૂલ મંજુર છે પ્રવેશપત્રો એકી સાથે કાપજો.

નામ ________________

ઠેકાણું ________________

| | |
|---|---|
| મે મારા નામે કુલ પ્રવેશપત્રો નગ ......ભર્યા છે | ગામ ________ મેં મારી પ્રવેશફીના રૂા ...... આ સાથે......થી મોકલ્યા છે |

ઊર્મિ અને નવરચના સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક

'ઊર્મિ' વર્ષ ૧૯ : 'નવરચના' વર્ષ ૧૪ : અંક દસમો
જાન્યુઆરી : ૧૯૫૦


ક્રમ




—: વાર્ષિક લવાજમ :—

દેશમાં : ૭-૮-૦ :: પરદેશમાં : રૂા. ૧૦-૦-૦

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ-૧
રેવાણી એન્ડ કંપની : ૪૦૫, કાલબાદેવી : મુંબઈ-૨

પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ વતી ઈશ્વરલાલ મો. દવે
ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ-૧

મુદ્રક : જયંતી ઘેલાભાઈ દલાલ : વસંત પ્રેસ, ઘીકાંટા રોડ, ઘેલાભાઈની વાડી : અમદાવાદ.



# શ્રેષ્ઠ શાસનકાર

એક મહાન રાજનો શાસનઅધિકારી મૃત્યુશય્યા ઉપર પડ્યો. એના વિના રાજમાં અંધારું ફેલાઇ જવાની શંકા સૌને મુંજાવી રહી. એક પ્રતિષ્ઠિત ગુરૂ એને મળવા ગયો. તેણે તેને પૂછ્યુંઃ 'શાસનઅધિકારીજી! તમારી તબીયતને ઈશ્વર સારી કરે; પણ તે છતાં તમે અમને કાંઈક માર્ગ દર્શન આપો તો ઠીક. તમારી ઇચ્છા કોને આ અધિકાર સોંપવાની છે? કોણ દેશહિતની દૃષ્ટિએ વધુ યોગ્ય છે! મુખ્ય પ્રધાનજી નહિ?'

'ના', શાસનઅધિકારીજીએ તરત જવાબ વાળ્યો: 'મુખ્ય પ્રધાનજી નહિ.'

ગુરૂને એ સાંભળીને નવાઇ લાગી. મહાપ્રધાનજી, સીધો. પ્રમાણિક, સદ્વૃત્તિનો સજ્જન પુરૂષ હતો. એ કોઇની મારી-તારીમાં પડતો નહિ. સિદ્ધાંતમાં એ નમતું જોખતો નહિ. એને ઉત્તરાધિકાર સોંપવા વિષે શાસનકર્તાની ના સાંભળીને એને આશ્ચર્ય થયું.

એટલામાં શાસનકર્તાએ કહ્યું: 'મુખ્ય પ્રધાનજી, પવિત્ર, પ્રમાણિક અને સજ્જન છે એ હું નથી જાણતો એમ ન માનતા. એ હું જાણું છું. પણ પોતાના જેવા ન હોય તેની સાથે એ બહુ હળશે મળશે પણ નહિ. માણસના કોઈ અપરાધ વિષે એણે એક વખત સાંભળ્યું, પછી એ ગુનાને જતો કરશે નહિ. આટલી બધી એની શુદ્ધ બુદ્ધિ છે, પણ જો તમે એને મુખ્ય વ્યવસ્થા કાર્યમાં નાખશો તો એ પોતાના સહચારીઓ સાથે મતભેદ વખતે ભાગ્યે જ નમતું જોખશે; અને લોકોમાં પણ અપ્રિયતા મેળવશે. બહુ જ થોડા વખતમાં એ પોતાની અતિ પ્રમાણિકતાથી ગેરવ્યવસ્થા લાવી મુકશે.'

'ત્યારે?'

'એના હાથ નીચેનાને આગળ આવવા દે. એનામાં એ સદ્‌ગુણો નથી જે એના ઉપરી અધિકારીમાં છે એ ખરું, પણ એનામાં શાસન કરવાની કલા છે. તે પોતાના અધિકાર પદને, જેમ જરૂર હોય ત્યારે ભૂલી જાય છે, તેમ એનો અધિકાર એની નીચેના ભૂલી જાય, તો એ નિભાવી પણ શકે છે. પોતાના સદ્‌ગુણોને બીજાની સાથે ભાગમાં વહેંચી લેવામાં શાસનકલા રહી છે. સદ્‌ગુણોને વારંવાર પ્રદર્શિત કરનાથી માણસ, માણસોનો પ્રેમ ખુએ છે. સદ્‌ગુણ હોવા એ એક વસ્તુ છે. સદ્‌ગુણોને બોલવા એ બીજી વસ્તુ છે. પણ સદ્‌ગુણો દેખાડવા એ તો તદ્દન વાહિયાત એવી ત્રીજી જ વસ્તુ છે. ખરી રીતે પોતે દોરતા હોય તેમ નહિ, પણ પોતે દોરાતા હોય તેમ, જે રાજ કરે છે, તે જ શાસનકલા જાણે છે. કેટલીક વસ્તુ જાણવા છતાં ન જાણવામાં શાસનનો વિજય છે. કુટુંબનો મુખ્ય માણસ જેમ ઘણી વસ્તુ જુએ છે, પણ ઘણી વસ્તુ જોવા છતાં જોતો નથી, જે જોવા જેટલી તેટલી જ જુએ છે, ભલે એ જાણે છે બધી, તેમ શાસનની પણ એ જ રીત છે. કોઈક કહી જાય કે ખાબોચિયાનો ધારો ઘડો એટલે ખાબોચિયાનો ધારો ઘડવા બેસો એ કાંઈ શાસનનાં લક્ષણ નથી. માટે હું માનું છું કે તમારા શુદ્ધ સજ્જન, સત્સંગી જેવા, સંપૂર્ણતામાં માનતા, અને માણસનો જરા જેટલો પણ દોષ નિભાવી લેવાની બીન-આવડત વાળા, મહાપ્રધાનજીને બદલે, એની નીચેનાને શાસન ઉપર નીમો. એ સુશાસન ચલાવશે. શુદ્ધ સજ્જનને તો ધૂર્તો ઠગી જાશે. અને તે ધૂર્તો નહિ વગોવાય, વગોવાશે એ પોતે. બહુ સાચા સીધા ને સાદા માણસો તેમજ ઢોંગી લુચ્ચા લેભાગુ ને તકસાધુઓ એ બન્ને શાસન માટે નાલાયક છે. શાસન કરનાર પોતે સજ્જન હોવો જોઈએ. દુર્જનને એ ઓળખનારો હોવો જોઈએ. પણ માણસની ઉપર હરતાં ફરતાં કડક શાસનનો દંડ ઉગામ્યા કરવાની, ને સાવ ફોતરા જેવી વાતમાં પણ શાસન ચલાવવાની ઇચ્છા ઉપર કાબુ રાખનારો હોવો જોઈએ. મતભેદ સહન કરવાની તેમજ જુદો મત નિભાવી લેવાની ને ગેરવ્યવસ્થા ન પ્રગટાવે એવા હરેક પ્રકારના મતભેદને જાળવવાની એનામાં બુદ્ધિ હોવી જોઈએ. સદ્‌ગુણ જ્યારે પોતાનામાં જ સદ્‌ગુણ જુએ છે, ત્યારે એ સદ્‌ગુણ રહેતો નથી. પછી એ Ego—અભિમાન—થાય છે. આટલા માટે મેં આમ કહ્યું છે.

ગુરુને, શાસનકર્તાની આવી ઊંડી સમજણ જોઇને એના માટે માન થયું. પણ તેણે બે હાથ જોડીને કહ્યું 'મહારાજ! એથી તો મહાપ્રધાનજીને માઠું લાગે!'

'એ સાચું છે, પણ મહાપ્રધાનજી જો સાચા હશે તો માઠું નહિ લગાડે; ને માઠું લગાડશે તો એટલા એ ખોટા હતા એ નક્કી થયું. પછી તો એમનું સ્થાન કુદરતી રીતે જ નીચું પડે છે. વળી પ્રધાનજીને ખોટું ન લાગે, માટે કંઈ હજારોની પ્રજાને ગમે તેના હાથમાં સોંપી દેવાશે? માટે તમે તમારું કર્તવ્ય કરજો.'

ધૂમકેતુ

## જીવનના અનેક પ્રસંગોને આવરતી સ્મરણયાત્રા

# જીવનપંથ: ખંડ બીજો

ધૂમકેતુ

[ નોંધ : નવેમ્બર ૧૯૪૮થી અધુરી મૂકી દીધેલી આ આપકથા આજે ફરીવાર હાથમાં લેવાનો પ્રસંગ આવી શકે છે એ એક સુભગ અકસ્માત જ ગણી શકાય. વચ્ચે લગ્યું હતું કે હવે આ વસ્તુને કદાચ અડકવા જતાં બીજાં ઘણાં મહત્ત્વનાં કામ રહી જાશે. પણ દરમ્યાન એક વખતની નાનકડી માંદગીમાં, બીજું કામ હૈયામાં નહિ ચડવાથી, આગલી પાછલી કેટલીક નોંધપોથીઓ ને રોજનિશીઓ જોઈ રહ્યો હતો, ત્યારે હવે પછીના સમયની ઘણીખરી માહિતી એમાંથી ક્રમબદ્ધ આવતી જોઈ, આ અપૂર્ણ વસ્તુ પૂરી કરવાનું મન થઈ આવ્યું. આ તબક્કામા બીજા વિરામ માટે, અમદાવાદને સ્ટેશને દાગીના નંગ સાત લઈને ઉતરવાનું થયું, અને રવિશંકર રાવળને ત્યાં પહેલવહેલા ધામા નાખ્યા, ત્યાં સુધીનો સમય અત્યારે ધાર્યો છે. લગભગ એક વર્ષના લાંબા ગાળા પછી આ વસ્તુ ઉપડે છે છતાં તે સમય દરમ્યાન અને 'જીવન પંથ'નું એક પુસ્તક બહાર આવી ગયું ત્યાર પછી પણ, આ અંગે જે રસભરી પૃચ્છા થતી રહી, એણે એક અનુમાન ને સમર્થન આપ્યું કે, વસ્તુ તદ્દન નિરસ નથી બની. તેમ જ કેવળ નિષ્ફળ પણ નથી લાગી. નહિતર તો સંસારસમુદ્રના મુકાબલે કાંઈ ન ગણી શકાય એવા એક ખૂણાના બહુ સામાન્ય 'જીવનપંથ'ને ફરી પ્રગટાવવાનો લોભ જતો કરવા જેવો જ માન્યો હોત.

આશા છે કે પહેલવહેલું આ લખવાનું શરૂ કર્યું ત્યારે કહ્યું હતું તેમ, :આમાં આવતો 'હું'કાર, વિવેચકોને 'હુંકાર' નહિ જણાય. ને વાચકોને અહંકાર નહિ જણાય. બાકી તો ભિન્નરૂચિર્હિ લોકા—ગણીને આજે આ પુનશ્ચ શરુ થાય છે. આગલા ભાગ સાથે મેળવી લેવાય માટે આમાં થોડું વસ્તુ ફરીને અપાયું જણાશે. ]

સદ્‌ગત આનંદશંકર ભાઈએ આંહીં અમદાવાદ આવ્યા પછી વસંતમાં પ્રગટ થતા પત્રો ફરીવાર લખવા માટે એક વખત ખાસ આગ્રહ કર્યો હતો, એ વાત આવી ગઈ છે, પણ સાહિત્યમાં સુરૂચિ વિષેની એમની કલ્પના જેમણે જાણી હશે, એમને એમનો આગ્રહ એટલે શું એ સમજાવવું પડે તેમ નથી. પણ એ સમયે તો આ પત્રો કેવળ મેઘદુતના યક્ષની માફક લખાઈ રહ્યા હતા. એમાં પહેલો પત્ર ૧૬મી ઓગસ્ટ ૧૯૧૬નો લખેલો છે. આ પત્રો હજી પ્રગટ થયા નથી. ને કદાચ હવે આજે તો પ્રગટ કરવા જેવા રહ્યા હોય એમ જણાતું પણ નથી. છતાં 'વસંત' માસિકના અંકોમાં એ નિયમિત આવ્યા કરતા હતા. આ પત્રોમાં કલ્પનાની તાજી મીઠી હવા હોવાનું આકર્ષણ જણાય છે. એવા એક પત્રનો થોડા નમુનો આપ્યો છે :

એ વખતે ઠ' બાબરા પાસે કરિયાણા પ્રદેશ પાંચાલમાં ગણાય છે. આંહીં એ ભૂમિનું વર્ણન કરેલું છે

પરમપ્રિયઃ પાંચાલના વિશાલ મેદાનો અને નાના મોટા ડુંગરાની હરોલ નીલી લીલોતરીથી ભરપુર છે. વિશાળ મેદાન પરથી ઘેટા ચારતા રબા-રીઓના પહાડી સ્વર આવી રહ્યા છે. મૃગનાં ટોળાં પણ અહીંતહીં ફરે છે, અને સર્વ સ્થળ એટલાં સુંદર આનંદમય અને શાંત લાગે કે તારો વિયોગ અસહ્ય થઈ પડે છે,

શ્રાવણ માસના અસ્થિર વાદળની ઘટાથી આકાશ છવાયલું છે. ગગનમાં વાદળાં ઘડીક ભેગાં થઈ ઘન-ઘોર થઈ રહે છેઃ ત્યારે મયૂરો હર્ષથી કૂદી ગર્જન કરે છે, તો બીજી પળે વાદળાં છૂટાં છવાયાં થઈ સૂર્યનો મધુર તાપ પૃથ્વીને પ્રકાશ આપે છે. પણ અફસોસ ! રે પ્રિય ! આ બધા જ દેખાવ રમણીય ત્યારે લાગે છે, જ્યારે તું સાથે હોય છે.'





કાલ્પનિક ને અરધી ખરી વસ્તુસ્થિતિને 'અવલંબીને. પણ એનો સાતમો પત્ર જુનાગઢથી તા ૧ લી ઑગસ્ટ ૧૯૧૮ (વસંતઃ આષાઢ ૭૫) નો લખેલો તે જ પહેલવહેલાં પ્રગટ થયો છે. તે પહેલાં એ શ્રી. રાવતના 'જ્ઞાનાંજલિ'માં આવ્યો હતો. એ હસ્તલિખિત પત્રની મનોહરતા વિષે આગળ ઉપર આવશે. દરમ્યાન તો સાહિત્ય પ્રવૃત્તિએ ઘણા ઘણા મનો કરેલા જણાય છે. ઉદાહરણ તરીકે 'સાહિત્ય' માસિકના ઑક્ટોબર ૧૯૧૭ ના અંકમાં એક જાહેરાત છે. તેમા ઇનામી હરીફાઈનું પરિણામ પ્રગટ થયું છે. એ ઇનામ રૂપિયા દશનું હતું.' 'સૌથી શ્રેષ્ઠ ગ્રંથ ( ગુજરાતી સાહિત્યમા ) કયો અને શા માટે?' એ નિબંધનો વિષય હતો. નોંધ લખનાર 'સાહિત્ય'ના તંત્રીએ આપ્યું છે કે 'આ ઇનામ રૂપિયા દશનું રા. ગૌરીશંકર ગોવર્ધનરામ જોશીને આપવામાં આવ્યું છે. આ નિબંધ ઘણો લાંબો છે તેથી ફુરસદે 'સાહિત્ય'માં છાપવામાં આવશે. એમાં જે પુસ્તકને સૌથી શ્રેષ્ઠ સાબીત કર્યું છે તે અમારા મત પ્રમાણે શ્રેષ્ઠ છે એમ માનવાનું નથી. માત્ર નિબંધની શૈલી અને દલીલ ઘટાવવાની ખુબી ધ્યાનમાં લઇને જ ઇનામ આપેલું છે.'

આ નિબંધ પાછળથી પણ ઘણું કરીને પ્રગટ થયો હોય તેમ યાદ નથી. પણ એટલું ધ્યાન છે કે ઘણું કરીને 'સરસ્વતીચંદ્ર'ને સર્વોત્તમ પુસ્તક તરીકે એમાં ગણ્યું હતું. જો કે 'ગુલાબસિંહ' વિષે પણ પક્ષપાત દર્શાવ્યો હતો

આ પત્રો, કેટલાક સંવાદો, થોડીક વાર્તાઓ નિબંધો અને નવલકથાઓ—એ બધાનાં ખંડિત કલેવરો આજે પણ પડ્યાં છે અને એમાં વચ્ચે વચ્ચે આવા છુટાછવાયા પ્રયત્નો પણ ચાલતા રહેલા જણાય છે. ઘણું કરીને 'પ્રજાબંધુ' જે એ વખતે આછા ગુલાબી કાગળમા છપાતું, તે પણ, દીવાળી ઉપર નૂતનવર્ષાભિનંદનના નમુના માટે ઇનામી જાહેરાત કરતું. આવી એક જાહેરાતના પરિણામે એમાંથી એક ઇનામ રૂપિયા પાંચનું મેળવ્યું હતું. એ નૂતનવર્ષાભિનંદનનો નમુનો નીચે પ્રમાણે હતો.

પરમપ્રિય રા. રા.

બે અનંત સમય વચ્ચે વહેતું આપણું જીવન! એને નવીન ચૈતન્ય આપવાનો આ વર્ષારંભનો સોનેરી સમય આવ્યો, પરમપ્રિય! આત્માના સમગ્ર બળથી, દેશના કલ્યાણ યજ્ઞમાં, સ્નેહની અનંત જ્યોતિથી ગરીબમાં ગરીબ ઝુંપડે પ્રકાશ આપવામાં, અને હિન્દુના આદર્શ ગૃહમાં રહેલ કૌટુમ્બિક જીવનના નિર્દોષ આનંદમાં, નૂતનવર્ષ વ્યતીત થાય; સ્વમાનની ગૌરવ ભરેલી લાગણી, અન્યાય પ્રતિ તિરસ્કાર કરવાનું હૃદય બલ, અને જીવન-સૂત્ર માટે પ્રાણાર્પણ કરવા સુધીની શક્તિ; આવી ઉચ્ચ ભાવનાઓનું બનેલું આપનું આદર્શમય સુંદર યૌવનજીવન, ભવ્ય અને શાંત વૃદ્ધાવસ્થા સુધી લંબાય! મ્હારા હૃદયની આપ માટે એ જ આંતરતૃષા! નૂતનવર્ષારંભમા એજ પ્રાર્થના!

સ્નેહાધિન

. . . .

આ પ્રમાણે નાના વિજયો મળતા રહ્યા, એ ખરું છતાં આ બધા વર્ષો ઉત્કટ મનોમંથન મથામણમાં પસાર થયાં જણાય છે. જેને પરિણામે પ્રિવિયસનું એક વર્ષ ખોયું હતું, એ પહેલાં આવી ગયું. કદાચ બીજું ઇન્ટરનું વર્ષ પણ એ પ્રમાણે ખોત. પણ એવે વખતે છોટાલાલ માનસંગ કામદારની મૈત્રીના લાભે વધારે સ્થિરતાથી વાચવાનું બની શક્યું અને ન ધારેલી એવી જબ્બર ફત્તેહ ઇન્ટરમાં મેળવી. ઇન્ટરમાં સેકન્ડ ક્લાસ મળ્યો.

ઇન્ટરની પરીક્ષા આપીને તો હું નિયમ પ્રમાણે વીરપુરમા આવ્યો હતો ત્યાં એ વખતે સદ્દગત હમીરસિંહજીએ એક રાજકુમાર કોલેજ શરુ કરી હતી. ગુજરાતના ગુલાબભાઈ નાયક કરીને હેડમાસ્તર હતા. તે ઘણું કરીને આર્યસમાજી હતા. અને સ્વામી શંકરાનંદ સાથે એમને મૈત્રી હતી.

આ 'ઇન્ટર આર્ટ્સ'નું વેકેશન મેં વીરપુરમાં ગાળ્યું, ત્યારે ત્યાંના વયોવૃદ્ધ ઠાકોર સુરસિંહજી સાથે એક પ્રકારની વિદ્યાપ્રીતિ જેવી પ્રીતિ બંધાણી.

ઠાકોર સુરસિંહજીને મારા પિતાના કંઈક કડક સ્વભાવ માટે અણરાગ હતો. પરંતુ આ 'વેકેશન' દરમ્યાન થયેલી મારી ઉઠબેસથી એમનો લગભગ સદ્ભાવ કહી શકાય એવું પરિણામ આવ્યું હતું.

આ ઇન્ટર આર્ટ્સ વખતે દેશ આખામાં પહેલવહેલો 'ઇન્ફ્લુએન્ઝા' આવ્યો. એ વખતે હું કરીયાણામાં હતો. ગામડામાં જ્યાં વૈદનું નામનિશાન ન હતું ત્યાં આ વ્યાપક રોગના કેવા ભયંકર પ્રત્યાઘાત પડ્યા હતા એનો પ્રત્યક્ષ પરિચય એ વખતે મળ્યો.

કરિયાણામાં દરરોજ સવારે એક બે મુડદાં નીકળતાં અને ગામ આખું એક પ્રકારની હેબત પામી ગયું હતું. કેટલાકના મનથી આ કામ ભંગીનાં હતાં. હંમેશાં નવા નવા સમાચાર આવતા હતા. ગામમાં કોણ કેવી રીતે મૃત્યુ પામ્યો એ સિવાય બીજી કોઈ વાત ન હતી. શું ખાવું કેમ રહેવું એ વિષે પણ અભિપ્રાય બદલાતા હતા. વૈદ આવતો ત્યારે આખું ગામ એક પગે એની રાહ જોતું થોભી રહેતું. પણ એ છતાં માણસોનો સોથ વળી રહ્યો હતો

અમારા જ ઘરમાં એક ઇન્ફ્લુએન્ઝાનો ખાટલો હતો. એક ખાટલો સુવાવડનો હતો. હું ને અંબાશંકરભાઇ ફક્ત ખીચડી ખાઈ લઇને આખો દિવસ દર્દીની સારવારમાં કાઢતા હતા. કોઈ સમાચાર આપતા કે ભૂખ્યા રહેવાથી રોગ જાય છે. બીજા કહેતા કે ખાવાથી મટે છે. રોગ કેમ થાય છે ને કેમ મટે છે એની કોઇ સાચી માહિતી આ ગામડાઓમાં તે દિવસે પણ હતી નહિ ને આજ પણ છે નહિ. એમાં કરિયાણા તો કોઇ પણ સ્ટેશનથી જ વીશ માઈલ દૂર પડ્યું હતું, એટલે અમે બન્ને ભાઇઓ તો સવારથી સાંજ એ જ મથામણમાં પડ્યા હતા. આ તાવમાં ત્યારે કહેવાતું કે પાણીની બહુ તરસ લાગે. પાણી પીવાથી કફ થાય. ને છત્રીસ કલાકમાં તો માણસ ઉપડી જાય!

એમાં અમારા ઘર પાસે જ એક પ્રસંગ બન્યો.

એક ઘાંચી હતો. ઘાંચી, ઘાંચણ, એની મા, એક બે નાનાં છોકરાં, ઢેરઢાંખર, કુટુંબ સુખી હતું. ઘાંચી તંદુરસ્ત ને અલમસ્ત હતો. એના ઘરમાં ઇન્ફ્લુએન્ઝાએ પ્રવેશ કર્યો. જોત જોતામાં બધા જ ઝડપાઈ ગયાં. કોઈ પાવળું પાણી આપે તેવું ન મળે ભાડે માણસ રાખે પણ કોઇ આવે નહિ. જ્યાં જીવન મૃત્યુનો પ્રશ્ન હોય ત્યાં સેવા પણ કોણ કરે?

પરિણામ એનું કમકમાટી ઉપજે તેવું ભયંકર આવ્યું. એક દિવસ આખું ઘર ખલાસ થઇ ગયું. બધાં મરી ગયાં. સવારે ફળીનાં ઢોર ભાંભરવા માંડ્યાં ને બારણાં ન ઉઘડ્યાં ત્યારે ખબર પડી કે ઘરમાં બધાં મરણ પામ્યાં છે. કેવળ ઢોર ખીલે બાંધ્યા રહ્યાં હતાં!

આવી વાતની વ્યાપક અસર નીચે આખું ગામ એ વખતે જીવતું હતું.

અમે ઘણી સંભાળ રાખીને રહેતા હતા. બન્ને ભાઇને મનમાં ભય હતો કે આપણે બે જ સાજા છીએ એમાં જો કોઇને તાવ આવ્યો તો થઇ રહ્યું! એટલા માટે કેવળ મગના પાણી ઉપર રહેવાનું પણ કરી જોયું હતું. પણ એટલી બધી સાવચેતી છતાં હવા જ એટલી બધી જંતુમય બની ગઈ હતી કે એનું અનિવાર્ય ઠીકરણીપણું આવ્યું ને આવ્યું.

પહેલવહેલો મ.૧ ઉપર ઝપાટો આવ્યો. હું 'ઇન્ફ્લુએન્ઝા'માં સપડાયો.

એ વખતે સાચી કે ખોટી ગામડાઓમાં એક માન્યતા ફેલાઇ હતી. 'ઇન્ફ્લુએન્ઝા'માં પાણીની તરસ બહુ લાગતી. જે પાણી પીતા એ છેવટે કફના પ્રકોપથી મરતા. પાણી ઉનું કરી વાવડીંગ વાપુંસા વગેરે નાખીને પાણી સાચવી રાખતા. છતાં ઘણાખરા કફપ્રકોપને પરિણામે ઢળી પડતા.

એ વખતે તો હજી આ રોગની પુરી શોધખોળ નહિ, એટલે અર્ધદગ્ધ માન્યતાઓ એ જ ત્યાં વૈદું હતું.

મને યાદ છે કે અંબાશંકરભાઇના મનનું સમાધાન થાય માટે મેં પાણીની ઓછામાં ઓછી માંગ કરી હતી! એવે વખતે હું મારી જાતને, જાણે હીલોળા દેતા કોઇ સરોવરમાં પડ્યો હોઉં, એવી કલ્પનાસૃષ્ટિમાં ઉપાડી જતો. અને પાણીની માંગ ઓછામાં ઓછી કરીને મનમાં બેઠેલો ભય ટાળી રહ્યો હતો.

[ક્રમશઃ]

# લેખકની નોંધપોથી

અ: યાત્રી

લેખકની નોંધપોથી એના પોતાના વિષે તેમ જ એની પોતાની કૃતિઓ વિષે ઘણી સુંદર માહિતી આપી શકે. અને નિષ્પક્ષપાતી વિવેચકને તો માર્ગદર્શન પણ કરાવી શકે. એવી એક નોંધપોથી હમણાં બહાર પડી છે. એ છે સમરસેટ મોમની 'Writer's note book' આપણે ત્યાં એવી માહિતી આપનાર નોંધપોથીઓ બહુ ઓછી બહાર પડે છે. આ નોંધપોથીમાં એણે કેટી વિવિધ વસ્તુઓ સંગ્રહી છે—અવલોકન, પાત્રાલેખનની નોંધ, વિચાર મણકા, વ્યક્તિ સ્વભાવ દર્શન, પ્રસંગ વર્ણન, પ્રવાસ હકીકત, ભૌગોલિક વસ્તુસ્થિતિ, લોકજીવન, જીવનપરિચય, અને પુસ્તકવાચન—એનો ટૂંકો ખ્યાલ નીચેની હકીકત ઉપરથી આવી શકશે :

એક જગ્યાએ પોતાની શક્તિ વિષે એ લખે છે: 'મને મળેલી શક્તિ અસાધારણ પ્રકારની નથી એ ખરું, પણ મારામાં અમુક પ્રકારનું ચારિત્ર્યબળ છે કે જે મારી મર્યાદાઓને કેટલેક અંશે ભૂંસી નાખી શકે છે. મારામાં સામાન્ય બુદ્ધિ (common sense) છે. જ્યાં બીજા માણસોને ... જડતું નથી ત્યાં મને કંઈક કહેવા જેવું મળી આવે છે. મારું જીવનદર્શન અસાધારણ પ્રતિભાશાળી વ્યક્તિઓની પેઠે, સોંસરવું જોઈ શકે એટલું શક્તિશાળી નથી એ ખરું, પણ તે છતાં મેં જે સત્ય જોયું તે પ્રગટ કર્યું છે. આથી વર્ષો સુધી મને વિવેચકોએ cynic—દોષદર્શી ગણ્યો. છતાં હું જે ખરેખર છું એના કરતાં બીજો કોઈ ગુણ મારામાં ન આરોપાય એ મને ઠીક લાગે એમ ખરું.'

બીજું એક અવલોકન : 'પહેલા વીસ વર્ષની અસરમાંથી આખો મનુષ્ય ઊભો થાય છે. અંગ્રેજોની અને રશિયનોની વચ્ચે ગાબડું ઘણું મોટું છે. ભાષાની મુશ્કેલી તો એમને એક બીજાને નિકટમાં આવવા માટે ઊભી જ છે, પણ એ ઉપરાંત બીજી મુશ્કેલીઓ પણ છે. લોકો એક બીજાને, એક બીજાના સાહિત્ય પરિચયમાંથી મળવાની કેડી ઊભી કરે તો એ વસ્તુ પણ જતે દહાડે કાંઈક ઉપયોગી થાય. પણ આ દિશામાં મહાન સર્જકો કરતાં સામાન્ય લખનારાઓ જ વધારે ઉપયોગી નિવડવાના. ડોસ્ટોએવસ્કી કરતાં ચેહોફ તમને રશિયન પ્રજા વિષે વધારે કહી શકે. ( Chekov will tell you more about the Russians than Dostoievsky. ) ભાષા પરિચય માટે પણ મારું મંતવ્ય જુદા પ્રકારનું છે. વિદેશી ભાષા બરાબર વાંચી શકાય ને બોલી શકાય, એથી વધારે એનો પરિચય મેળવવાનો મોહ જતો કરવા જેવો છે. વિદેશી ભાષામાં નિષ્ણાત ને સજીવ બનવાની મહેનત માથે પડે તેવી છે.'

એક ઠેકાણે કેટલાંક પાત્રોની રેખાઓ આપી છે :

'મારી સાથેના મુસાફરો : પહેલો એક જ્યુ. નામ ગ્રી. ઊંચો, મજબૂત બાંધાનો, પણ હલનચલનમાં કઢંગો અને દેખાવે અસુંદર. એનું નાક મોટું આંખો કાળી ભમ્મર. અવાજ મોટો. પોતાને માર્ગે બધા પળે એવો સત્તાશોખીન. તે વારંવાર પોતાના રમતપાનાંને ભાંડે છે ને પોતે ભાગ્યશાળી નથી એવી ફરિયાદ પણ કરે છે. પણ રમવા બેસે છે ત્યારે તો જીતીને જ ઊઠે છે. પૈસાની બાબતમાં ઘણો ચીવટવાળો છે. અને ૭ પેન્સ તો ૭ પેન્સ, પણ કોઈ મિત્ર છેતરાઈ જાય તો લાભ લઈ લે તેવો છે.

એક વાર્તાનો વિષય નોંધ્યો છે :

'આજે મને એન્જીનીયર સાહેબે એક વાત કહી. એક માણસ વિષે. એણે જીવન મજૂર તરીકે શરૂ કર્યું. પછી રસોયો થયો. પછી જમીન વેચાતી લીધી. પૈસા મેળવ્યા. ચીનના મજુરોને લાવી આપવાનો ધંધો કર્યો. શ્રીમંત થયો. પણ એને પશ્ચિમની સુધારણા માટે મનમાં ધિક્કાર ભર્યો હતો. પોતાની ચીનમાં રહી ગયેલી સ્ત્રી વિષે એને વારંવાર વિચાર આવતા. અને પોતે જે બંદરમાં કામ કરતો એ દૃશ્ય પણ એને હજી નજર સમક્ષ આવ્યા કરતું. અહીં પોતે પરણ્યો હતો, પણ દેશ ભૂલી શકાતો ન હતો. એક દિવસ એણે બધું કુટુંબ ભેગું કર્યું, તેમને કહ્યું: 'હું તમને હવે છોડી જવા ઇચ્છું છું...' અને પછી એક દિવસ એ ખરેખર અદૃશ્ય થઈ ગયો.

આ નોંધ ઉપર નીચે પ્રમાણે ટિપ્પણ કર્યું છે:

' There is the making of a story here, but I never wrote it because I discovered that Jack London had already done so.'

[આમાં વાર્તાનો એક વિષય છે. પણ બીજાએ એવી લખી કાઢેલી છે એ જોઈને 'પછી મેં' લખી નહિ.]

એક બીજી નોંધ:

'એક નિશાળ માસ્તર મળ્યા. આઈરીશ હતા. લડાઈમાં જઈ આવેલા. ઘાયલ થયા પછી સાજા થયા ત્યારે સરકારે એને ફીજી ટાપુમાં મોકલ્યા. કિશોર-વયમાં આ ટાપુ વિષે રમણીય વર્ણનો વાંચેલાં, એટલે આ તક આવતાં તો હર્ષઘેલા થઈ ગયા!

પણ હવે અહીં આવ્યા છે. એકલતા મુંઝવે છે. ભ્રમણા ભાંગી ગઈ છે. મુખ્ય સ્થળથી સાત માઈલ દૂર નિશાળ છે. રજા પડે કે તરત કોઈ 'હોટેલ' ભેગા થઈ જાય છે. સોડા વ્હીસ્કી પી પી કરે. ભાગ્યે જ અઠ્ઠાવીશનું વય હશે. હસતી વાદળરંગી આંખો અને હસતું મોં.'

આધુનિક કવિઓ; 'એમનામાં થોડી ઓછી હોંશિયારી હોત ને જરાક વધુ લાગણી હોત! એ નાનાં નાનાં ગીતો આપે છે, પણ કોઈ મહાન હૃદય વિદારી શોક એની પશ્ચાદ્ ભૂમિકામાં પડયો હોતો નથી; જરા ઠાવકી રીતે મળેલી કેળવણીના આરામમાંથી એમનાં ગીતોનો જન્મ થાય છે.'

એક વધુ નોંધ ઉપર નજર નાખીએ. એક નવલકથાનું સાંગોપાંગ વસ્તુ એમાંથી મળે તેવું છે. નોંધ નીચે પ્રમાણે છે:

'લંડન. એક હજામ. સોળ વર્ષનો હતો ત્યારથી જ ધંધામાં પડી ગયો. શરીર સારૂં. અઢારનો એ વખતે પણ લાગે. એને કવિતા વાંચવાનો ભારે શોખ. રવિવારે એ જુદે જુદે ઠેકાણે કવિતા વાંચવા ભટકે. મીલ્ટનનું 'પેરેડાઈઝ લોસ્ટ' વાંચે. કીટ્સની જન્મજગ્યા જોઈ આવેલો. કોલેરીજ રહેતો એ ઘર પણ માપી આવેલો. એનામાં આનંદભર્યો ઉત્સાહ હતો. જે પૈસા બચે તે બધા પુસ્તકમાં ખર્ચે. તે પોતાનું બપોરનું ભોજન એક ઠેકાણે લેતો. ત્યાં એક જુવાન બાઈ પણ આવે. પરિચય થયો. મૈત્રી જામી. પછી એ પરણ્યાં પણ ખરાં. એક દીકરો થયો.

એની પત્ની એના વિશાળ વાચન ઉપર મુગ્ધ થઈ ગયેલી. પણ જ્યારે એ પરણીને રહ્યાં ત્યારે આખો દિવસ પુસ્તક પુસ્તક કરતા આ પતિથી બાઈ થાકી ગયાં! કામથી એ ઘેર આવે, વાળુપાણી થઈ જાય, પછી બાઈને ઇચ્છા થાય કે હવે ક્યાંક ફરવા જઈએ. અને ભાઈને ઇચ્છા થાય કે હવે કાંઈક વાંચીએ! આ સ્વભાવ તફાવત ચાલે, એવામાં એમને પરણ્યાં સાત આઠ વર્ષ થયાં ને લડાઈ ફાટી નીકળી. ખભે ખડીઓ ભરાવીને આ જુવાન લડવા ચાલી નીકળ્યો. રશિયામાં ગયો. રૂમાનિયા જોયું. પાછો આવ્યો. પોતાના કામમાં ચોંટયો. હજી જુવાન હતો. તેત્રીસ વર્ષનો. પણ જીંદગીભર આ વાળ કાપકાપ કરવાના કામનો એને કંટાળો આવતો હતો! જ્યારે બીજી તો કોઈ વાત એને આવડતી ન હતી. પણ એને આ વસ્તુનો અસંતોષ હતો, ત્યારે એની વહુ માનતી કે, આ કામ ઠીક ગણાય કે રોટલો તો મળે!

એના મનમાં આ ભાઈ જરા તરંગી લાગવા માંડયા હતા!

મેં એને પૂછયું કે 'હવે તું કવિતાઓ વાંચે છે ખરો?'

એણે માથું ધૂણાવીને કહ્યું: 'એમાંથી શું ફળ? એને લીધે હું ક્યાંય આગળ તો વધું તેમ નથી!'

મેં જવાબ વાળ્યો: 'હું તને રસ્તો બતાવું.'

'કદાચ રસ્તો બીજો જડે...થોડા વખત માટે...' એણે કહ્યું: 'પણ એ છતાં છેવટે તો મારે આ વાળ કાપવામાં જ આવવું પડે એમ થાય.'

મેં જોયું કે એ છતાં એનામાં એક વસ્તુનો ઘા ઊંડો રહી ગયો હતો. પોતાને જે ન મળ્યું તે પોતાના પુત્રને કોઈ રીતે મળે એવું શક્ય બનાવવું!'

'આજ હું એક કલા પ્રદર્શન જોવા ગયો હતો. આ પ્રમાણે જ્યારે માણસોનાં ટોળાં હું પ્રદર્શનમાં ઉભરાતાં જોઉં છું, ત્યારે મારા મનમાં





સવાલ ઊભો થાય છે: 'ઘણી વખત એમનાં મનમાં આ ચિત્રોદો લાગણી થતી હશે. પણ છતાં એમની અસર કેટલી ઓછી? એ લોકો તો આંહીં જરા વિનોદ માટે લટાર મારે, આવે છે જીવનમાં, કામ કામ ને કામમાંથી આટલો વખત નિરાંત મળે એ જ ખ્યેલથી. મજૂર કામથી થાકીને દારૂ પીવા દોડે એવું જ આ નથી? જીવન એ વિગ્રહ છે અથવા થાક છે. એમાંથી માણસ આંહીં આરામ શોધે છે અથવા વસ્તુસ્થિતિ ભૂલી જવા આવે છે. નિરાશાવાદી, વસ્તુસ્થિતિનો અસ્વીકાર કરવા દોરાય છે. કલાકાર, એનો સ્વીકાર કરે છે. પણ કલાકૃતિથી જે લાગણી જન્મે તેનું ખરું મૂલ્યાંકન તો વ્યક્તિના ક્રિયાત્મક વલણમાં રહ્યું છે. પણ આપણે કલાની વ્યાખ્યા વધારે વિશાળ કરવી ઘટે. માત્ર કવિતા, શિલ્પ કે નૃત્ય કે નાટક એ જ કલા નથી. જીવનના અટપટા પ્રશ્નોનો સુંદર ઉકેલ એ પણ એક કલા જ છે. The art of life એને પણ આપણે કલા જેટલું ગૌરવ હવે આપવું ઘટે.'

"આજે મેં આખો દિવસ ગુનેગારોનો હેતુઓ શોધવામાં ગાળ્યો. ઉપર ઉપરથી લાગે કે તેમાંના ઘણાખરા ગુનેગારોએ, પ્રેમની ખાતર, અદેખાઈમાં, ધિક્કારથી પ્રેરાઈને, વેર વાળવા માટે, કોઈ અન્યાયથી દોરાઈને કે આવેશમાં આવી જઈને, ગુનાઓ કર્યા હતા. પણ નવાઈની વાત આ હતી કે જરાક વધારે ઊંડી તપાસ કરતાં લગભગ બધા જ ગુનાઓ ગરીબીમાંથ–પૈસાની જરૂરિયાતમાંથી જન્મ્યા હતા! એક જ કિસ્સો એવો હતો કે જેમાં એક ભરવાડના છોકરાએ એક છોકરી ઉપર અત્યાચાર ગુજારતાં એણે બૂમો પાડવા માંડી. ને માણસો ભેગાં થઈ જશે એ બીકે એણે એને ગૂંગળાવી મારી નાખી! એની ઉમ્મર પૂરી અઢાર વર્ષની પણ નથી!"

"વિવેચનમાં જેને Sincerity નર્યું સત્ય કહે ને મેળવવું ઘણું મુશ્કેલ છે. સામાન્ય પ્રચલિત મતથી કે પોતાના પૂર્વગ્રહોથી દોરાયા વિના વિવેચન કરવું એ ખરેખર અઘરું કામ છે. તેમાં પણ જેમના વિષે કાંઈક લોકમત કેળવાયો છે એમના વિષે શુદ્ધ મત આપી શકવાની શક્તિ બહુ થોડા વિવેચકોમાં હોય છે."

એક માણસની વાત: "એક એ સ્ત્રીના પ્રેમમાં હતો. બીજો માણસ પણ એ સ્ત્રીને ચાહતો હતો. પ્રેમ ત્રિકોણમાં બને છે તેમ તેણે, પોતાને ગમે તે રીતે બહુ હલકી ને ભયંકર રીતે અદૃશ્ય કર્યો પછી પોતે પરણ્યો. પણ એના અંતરમાં રહેલો પશ્ચાત્તાપ ધીમે ધીમે એને કોતરી ખાવા લાગ્યો. એમાંથી જે સ્ત્રી માટે થઈને એણે આ કર્યું એ સ્ત્રી પ્રત્યે જ એના મનમાં નફરત જન્મી!"

તાજમહાલ: મારા મનની તૈયારી હતી, એનાં વિષે ઘણા સુંદર ચિત્રો પણ જોયાં હતાં, છતાં જે તાજમહાલ મેં જોયો, તેના સૌન્દર્યે મને મુગ્ધ કરી દીધો. મને લાગ્યુ કે આ એક પ્રકારનું શુદ્ધ કલાનું જ આકર્ષણ છે. ને તેથી એ લાગણી મનમાં હતી ત્યારે એનું પૃથક્કરણ કરવાનો યત્ન કર્યો. હવે મને લાગ્યું કે લોકો અદ્ભુત મોહિનીની વાત કરે છે ત્યારે એ માત્ર વાણી અલંકાર ન હોય. મારા હૃદયમાં એક પ્રકારની સુંદર વસ્તુદર્શનની લાગણી હતી. આશ્ચર્ય, આનંદ, મને લાગે છે. કાંઈક 'મુક્ત' બન્યો હોઉં, એવા ભાવ ઉભરાયા. પણ હમણા હમણાં સાંખ્યશીલસુરી વાંચી રહ્યો હતો. તેમાં કલાને થોડા વખત માટેની 'જીવન મુક્તિ' કહી છે. ધર્મ આપે છે તે સદાકાલની 'જીવન મુક્તિ' છે. એટલે મને લાગે છે એ વાચનની અસર નીચે આ ઉકેલો મુક્ત બન્યાનો ભાવ આવ્યો હોય!

એકની એક સુંદર વસ્તુ ઉપરનો એટલો જ ભાવાવેશ બીજી વખત જોતાં મને આવતો નથી. પણ બીજે દિવસે મેં તાજ જોયો. બરાબર પહેલા દિવસનો સમય હતો એ જ સમય જાળવીને તો મને એ જ દર્શન થયું! પણ આ વખતે એ દર્શન વધારે મારા મનનું હતું! પણ એક બીજી વસ્તુ મળી. સૂર્યાસ્તની તૈયારી હતી. હું તદ્દન એકલો ત્યાં હતો. મેં એના લાંબા ચોકમાં દૃષ્ટિ કરી. એની શૂન્યતા અને એનું મૌન એ બન્નેનું ન સમજી

શકાય તેવું વાતાવરણ ત્યાં હતું! હું જેમ તેટલું લખું છતાં લખી ન શકું કે તેમજ એ વાતાવરણમાં કંઈ જ અર્થ ન નીકળે એવી એ લાગણી હતી! હું અનંતતનાં અવાજહીન પદધ્વનિને જાણે સાંભળી રહ્યો હતો!'

આ નોંધપોથીમાં તો આવું ઘણું ઘણું છે પણ આ દિશા તરફ આપણા સાહિત્યકારોનું ધ્યાન ખેંચાય, તો કાચી સામગ્રી કેમ મેળવી શકાય છે એની કાંઈક મતાગમ એમાં ઠેર ઠેર વેરાયલ છે. આધુનિક પ્રશ્નોની છણાવટ કરતી નવલિકાઓ, નવલકથાઓ આ પ્રમાણે ઊભી થઈ શકે અને એમાં પ્રજાનો સાચો પ્રાણ ધબકતો જોવા મળે.

આ નોંધપોથીમાંથી બીજી વાત એ મળે છે કે કેવળ પ્રસંગનું આલેખન એ લેખકનું સ્વતંત્ર કલાદર્શન નથી. પ્રાસંગિક ચિત્રો માટે આપણે નવલિકાઓ જેવું નામ ન વાપરીએ એમને પ્રસંગચિત્રો'જ રહેવા દઈએ. લેખકની દૃષ્ટિ અને શકિત પ્રમાણે જ એ પોતાની સૃષ્ટિ ઘડવાનો છે એ સાચું છતાં, એ દિશામાં કામ કરનારા ધારે તો અભ્યાસવર્તુલો સ્થાપીને પણ અનેક વિષયોને, આ પ્રમાણે ગુજરાતી સાહિત્યમાં વધારે બળવાન અને લોકસંપર્કી સંસ્કારઘન જેવા કરી શકે.

એક ઇટાલીયન વખાનો માર્યો રોટલો રળવા ન્યુયોર્કમાં ભાગી આવેલો. ઇટાલીમાં એની સ્ત્રી પાછળ રહી હતી, એના તરફ એને ઘણી પ્રીતિ પણ હતી. જ્યાં તાવડી તડાકા કરે ત્યાં આ વિયોગ સહ્યા વિના છૂટકો ન હતો.

હવે ન્યુયોર્કમાં એવું બન્યું કે કોઈએ એને ભંભેર્યો: 'અલ્યા તું આંહી રખડે છે પણ તારી વહુ તો...એ...બીજું કોણ? તારોજ ભત્રીજો...'

આનો તો મિજાજ ગયો. છંદગીનો જાણે રસ ઉડી ગયો. મન થાય કે ઉડીને પાછો ઇટાલી પહોંચું ને વહુને મારી નાખું! પણ પાસે ફૂટી બદામ મળે નહિ. એણે છેવટે ભત્રીજાને લખ્યું કે અહીં પેદાશ સારી છે. મજો છે. આંહીં આવતો રહે એ પૈસા રળીને પછી સૌ ભેગાં થાશું!

ભત્રીજો આવ્યો. જે દિવસે આવ્યો, એ જ રાત્રે એને આણે વહેમમાં મારી નાખ્યો. એનો કેસ ચયો, આ પકડાયો.

એની સ્ત્રીને ઇટાલીથી લાવવામાં આવી. અને જે વસ્તુ તદ્દન ખોટી હતી—જેનું પોતાના જીવનમાં નામ નિશાન ન હતું, કેવળ આ અભાગી માણસના વહેમમાંથી જે વસ્તુ ઉભી થઈ હતી, તે વસ્તુનો એણે કે પેલો ભત્રીજો એનો પ્રેમી હતો એ વાતનો, આ બાઇએ આનો જીવ બચાવવા માટે એકરાર કર્યો!

આને કેદની સજા થઈ. થોડા વખત પછી છુટયો પણ ખરો. એની વહુ એની રાહ જોતી રહી હતી! એને સનસા તો મળીજ ગઈ હતી કે ખરી રીતે એણે એને બચાવવા માટે જ આવો ખોટો એકરાર કર્યો હતો. છતાં એ પ્રગટ થયેલી વાતનો એના હૃદય ઉપર ભાર માત્ર હતો! જેમ તેમ એની આબરૂ ઉપર તો પાણી ફરી વળ્યું! એટલે એણે તો આવતાં વેંત ઝઘડો ઉભો કર્યો. અને છેવટે અત્યંત ભયંકર નિરાશાથી પ્રેરાઇને બાઇએ જ એને કહ્યું કે તું મને મારી નાખ તો બીજું કાંઇ નહિ પણ શાંતિ તો મળે! કારણકે છેવટે એના હૃદયમાં એક પ્રશ્નનો સાચો પ્રેમ વસી રહ્યો હતો.

વાતનો અંત અત્યંત કરુણ છે. આ ભયંકર ખોટી આબરૂના ખ્યાલવાળાએ એ પ્રેમાળ સ્ત્રીનો પણ ઘાત કર્યો!

આમાં ક્યાંય ઇટાલી—અમેરિકા દેખાય છે? માણસ, જાણે આપણી જ પ્રજાનો કોઈ માણસ, દેખાય છે ના? એટલા માટે નવલિકા સાહિત્યનું જે કલેવર માણસની જીવનલીલા આપશે તે પોતાનું સ્થાયી સ્થાન મેળવશે! કારણકે માણસ અમર છે. અને એનું સાચું ખોટું હૃદય પણ અમર છે. માનવભાવ એ સાહિત્યકૃતિઓનો એટલા માટે ચિરંજીવ અંશ બની રહેલ છે, જો કે એ પ્રસંગમાંથી કેમ





ઉભો કરવો એ તો લેખકની શક્તિ ઉપર અવલંબે છે, ને એ જ સર્વસ્વ છે.

રંગુન બાપ દીકરી સાથે રહેતા ને એક ચાઈનીઝ ફર્મમાં કામ કરતા. પિતાને પોતાના ચાલાક, ઉદ્યોગી રૂપાળા જુવાન છોકરા ઉપર પ્રેમ અને એને લગભગ પૂજે. એવામાં છોકરો એક બર્માઝ છોકરીના પ્યારમાં પાડ્યો જાણીને પિતાને તો બહુ જ આઘાત થયો. છોકરો એટલો બધો પ્રેમ અંધ કે એમાં ને એમાં એણે પોતાનું સ્થાન પણ ખોયું. બાપને લાગ્યું કે છોકરો તો સારો હતો પેલીએ કાંઈક કામણ કર્યું લાગે છે. છોકરાને ગમે તે રીતે બચાવી લેવાનો એણે નિશ્ચય કર્યો.

એક દિવસ પાસેના કોઈક તળાવડામાં છોકરી ડૂબી ગઈ એમ માલુમ પડ્યું.

કોઈને પત્તો ન લાગ્યો કે શું થયું પણ ગુપ્ત રીતે બોલાતું હતું કે એ તો આ ડોસાના કામા!

છોકરાનું હૃદય ભાંગી ગયું! અને એને એના પિતા માટે જે પ્રીતિ હતી તેણે ભયંકર ધિક્કારનું રૂપ ધારણ કર્યું!"

આ પણ એક વાર્તાનો જ વિષય છે ના!

આવી તો અનેક પ્રકારની નોંધો આમાં આવે છે. પરંતુ આ ઉપરથી જાણવાનું એટલું કે માણસ પોતાની નોંધપોથીઓને પણ સાહિત્યકૃતિ જેટલી જ સરસ બનાવી શકે.

હમણાં જ એક સહજ અકસ્માત શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહ મળી ગયા. ત્યારે કેટલીક પરચુરણ વાતો નીકળતાં એમણે એક પોતાની વાત કહી: 'કાંઈક આરામ લેવાની ઇચ્છા થાય છે ત્યારે 'રેડિયો' જેવા યંત્ર પાસેથી એ મેળવવા કરતાં કોઈક માનવ-હૃદય પાસે બેસીને વાતો કરવાનું મને વધારે ગમે છે. એટલા માટે હું તો રેડિયો રાખતો જ નથી!'

આપણા લેખકો ખરેખરા અંતઃકરણથી એક બીજાના પરિચયમાં આવવાનો પ્રયત્ન કરે તો એક બીજાના વિકાસમાં ઘણો જ ફાળો આપી શકે એમાં તો શંકા નથી. ને એવા પરિચયમાં તેવાં ઘણાં તત્વો મળે પણ ખરાં. પરંતુ બને છે એવું કે લેખકો મળે છે ત્યારે પણ એ સાથે તો પોત પોતાના વાદ ને વાડા લઈને જ આવે છે! એ જાણે કે એમનાં વસ્ત્રો થઈ થઈ ગયાં છે. પરિણામે વાર્તાલાપનું વાતાવરણ પણ એક પ્રકારની જીવનકલા છે એ ભૂલી જવાય છે. પરંતુ આ વસ્તુ—'નોંધપોથીઓ, રોજનીશીઓ, પરિચયો, પ્રવાસવર્ણનો—સાહિત્યના એ પ્રકારો—આપણા જીવનનું વધારે માર્ગદર્શન આપી શકે તેમ છે એ વાત આમાંથી વિચારવા જેવી લાગે તો પણ સારું.

★

## સાભાર સ્વીકાર

**બોરસદનો ઇતિહાસ: (જીવણજી ઠાકર; મૂલ્ય બે રૂપિયા)**

પુરાણકાળથી માંડી આજ સુધીનો એ કસ્બાનો ઇતિહાસ આપતા અને નાનકડો બોરસદ-સર્વ સંગ્રહ થવા મથતું પુસ્તક.

**નારી (કુ. ઇન્દિરા હ. વ્યાસ: પ્ર. ગંગારામ ખત્રા, અમદાવાદ; મૂલ્ય, સવા રૂપિયો).**

જાતીય વૃત્તિ, લગ્ન, કુટુંબ વ્યવસ્થા, આર્થિક સ્વાતંત્ર્ય, અધિકાર, આદિ બાબતોને વિશે સ્ત્રીઓ સંબંધી પાશ્ચાત્ય દૃષ્ટિની ટીકા કરી ભારતીય સંસ્કૃતિની દૃષ્ટિ સારી ને સાચી હોવાની સાવેશ વકીલાત કરતા. શ્રી. ચારુચન્દ્ર મિત્રે લખેલા અને 'કલ્યાણ'માં પ્રગટ થયેલા લેખનો એક ગુજરાતી કન્યાએ કરેલો અનુવાદ.

# માનવીનાં હૈયાં

સ્નેહરશ્મિ

## પ્રકરણ ચોથું

નરહરિ સાથેના સંબંધ વિના મારા જીવનમાં શું શું ઊણું રહેવા પામત એ નોંધવું મુશ્કેલ છે, પણ જીવનના કેટલાક મોટા અનુભવોથી, ઊંડા જીવન દર્શનથી તો હું અવશ્ય વંચિત જ રહેત. અનેક સૂક્ષ્મ સંવેદનોથી તેની જીવન–સ્મૃતિ ભળી હતી. તેનું ઊર્મિ-તંત્ર એવું સંવેદનશીલ હતું કે, નાનામાં નાનો અનુભવ પણ ત્યાં ઊંડી અસર મૂકી જતો. આથી જગત સાથેના વ્યવહારમાં તે અતડા જેવો લાગતો. સહેલાઈથી તે લોકોમાં ભળતો નહિ, અને ભળતો તો જળકમળવત રહેવા પ્રયત્ન કરતો. આ અંગે એના બાલ્યના કેટલાક અનુભવો જવાબદાર હશે એવું તે પોતે પણ માનતો. નાનપણમાં તે હતો તેના કરતાં ઘણો વિરૂપ દેખાતો હશે એવો તેને ખ્યાલ હતો. તેના મોટા માથાના પરિણામે છોકરાઓ નિશાળમાં તેની ઠેકડી કરતા. શિક્ષક પણ "એઇ મોટમાથિયા" કહીને અવારનવાર તેને તુચ્છકારતા. આથી નિશાળ સાથે તેણે શરૂઆતથી જ અસહકાર આદર્યો. જગત બધું જાણે તેના તરફ દુશ્મનાવટથી જોતું હોય એવું તેને લાગતું. પણ તેની બા આગળ તેને એ બધો રોષ બધો વિષાદ સરી જતાં. તેની બાના મુખ પર હંમેશ માંગલ્ય જ રમતું રહેતું. તેની હાની સર્વત્ર પ્રસન્નતા જ વેરતી. એટલે તે પોતાના કડવા અનુભવોથી માનવજાતમાંથી વિશ્વાસ ગુમાવી તેનો નિન્દક થઈ બેસત તે સ્થિતિમાંથી તેના ઘરના સંસ્કારોએ ઊગરી ગયો. આમ છતાં જગતમાં પાપ અને પુણ્યના દ્વંદ્વમાંથી તેને પાપનું પાસું જ તરતું લાગતું. ઘણી વાર તેને આમાં ઈશ્વરનો જ કોઈ દુષ્ટ હેતુ દેખાતો. પોતાના અનુભવોની વાત કહેતા તે કહેતો,

"મને કુદરત ખૂબ જ ગમતી. જ્યારથી સમજતો થયો ત્યારથી વાદળાંઓની લીલા જોવી મને બહુ ગમતી. કોઈ અણદીઠ હોવાથી તેમને ચાલી આવતાં જોવાં, અન્યોન્ય સાથેની તેમની રમત નિહાળવી, તેમના જાતજાતના વેશ જોવા, કોઈવાર છલંગ મારતા સિંહ જેવાં, તો કોઈ વાર મોટા હાથીની જેમ સૂંઢ હલાવી તેમને ડોલતાં નિહાળવાં કે કોઈ વખત કૌરવ પાંડવના વ્યૂહની તેમને લીલા કરતાં અવલોકતાં એ મારા બાલ્યનો એક પરમ વિનોદ હતો. ખેતરો અને વનરાઈ પર તેમની ઊડતી છાયા સાથે દૃષ્ટિની હરીફાઈ યોજવામાં મને મઝા પડતી. તેમના બદલાતા રંગોની લીલા ધરાઈ ધરાઈને હું માણતો. પવનની લીલામાં પણ મને એવી જ મઝા પડતી. તળાવ ઉપરની તેની મંદ નાજુક લહરીથી માંડી પાળ પરના ઘેઘુર વડમાંનું તેનું તાંડવ મારા હૈયાને ગાંડું બનાવી મૂકતું. અમારી વાડીમાં એકલો બેસી કલાકોના કલાકો હું પંખીઓનો કલરવ સાંભળતો. એ સાંભળતાં સાંભળતાં મારી જાતને હું ભૂલી જતો—અને આખા જગત સાથેના કોઈ મધુર સંવાદની મીઠી અનુભૂતિમાં જાણે એક ઊંડી સુખ–સમાધિ હું માણતો.

પણ એ સાથે કુદરતનું બીજું સ્વરૂપ મને અકળાવી મૂકતું. જે વાદળાં આવી લીલાથી મનોરંજન કરતાં તે જ વાદળાં વરસ્યા વિના દિવસોના દિવસ પૃથ્વીને ટટળાવી મૂકતાં. જે કુદરત આવી આહ્લાદક દેખાતી તે જ મને તેના અતિ હિંસક, ભીષણ અને બીભત્સ સ્વરૂપમાં માલમ પડતી. તેનું સૌન્દર્ય શિકારીના સ્વાંગ જેવું બની જતું. આનું અતિ ભયંકર ઉદાહરણ મને સૌથી પહેલાં જોવા મળ્યું ભૂવા નામનાં નાનાં જીવડાંના જીવનમાં. એને અંગ્રેજીમાં આપણે 'કીડી–ખાઉ' (Ant eater) કહીએ છીએ. જમીન ઉપર નાનાં નાનાં વમળ જેવાં તે રૂપાળાં કાણાં જોઈએ છીએ તે દેખીતી રીતે આપણને કુદરતની કોઈ રમણીય લીલા જેવાં લાગે છે. પણ ખરેખર તો એ બધાં ગરીબ બાપડી કીડી માટેના ફાંસલા છે. એ કુંડાળાંઓની બારીક, સુંવાળી, સુન્દર ધૂળ નીચે ભૂવો સંતાઈને બેઠો હોય છે. એ કુંડાળાંનો દેખાવ એવો તો આકર્ષક હોય છે કે, જતી આવતી કીડીને એમાં ડોકિયું કરવાનું મન થાય





તો નવાઈ નહિ, કીડી બાપડી જો ત્યાં આવી ચડી તો તે ફેલાઈ જ જવાની, ભૂવાએ જમીન એવી તો પોચી અને રજ એવી તો બારીક બનાવી દીધી હોય છે કે, કીડીના પગ માંડ તેના પર ટકી શકે. તરત જ તે એ નાનકડા દરમાં ગબડી પડવાની, અને અંદર છુપાઈ બેઠેલા ભૂવાની ભીષણ ચૂંમાં સપડાઈ જવાની. આપણે જો એ દૃશ્ય જોતા હઈએ તો આપણને ખબર પણ ન પડે કે, કીડી બિચારી આમ શા માટે પછાડ ખાય છે. ભૂવો તો દેખાતો જ નથી હોતો, અને જાણે કોઈ કારમું જાદુ થતું હોય તેમ ધીરે ધીરે કીડી અંદરના કોઈ અદૃષ્ટ બળથી ખેંચાતી દેખાય, ને થોડીવારમાં અલોપ થઈ જાય, પહેલવહેલું મેં આ જ્યારે જોયું ત્યારે મને જે આઘાત લાગ્યો તે વર્ણવી શકાય એમ નથી, એ દોડોનું શું થયુ હશે એ જાણવાના કુતૂહલથી મે જરા ખોતર્યું તો અંદરથી એક નાનું જીવડું નીકળ્યું, અને સાથે ચાર પાંચ મરેલી કીડીઓ નીકળી. એ બધો એ ભૂવાનો આહાર! સુન્દરતાનું આવરણ ગણી અન્યને લલચાવી ફસાવવાની આ પ્રવૃત્તિ કુદરત આખીમાં મેં જોઈ અને એની વેદના મારા પ્રાણના અતલ ઊંડાણને હંમેશ માટે સ્પર્શી ગઈ, નબળા સબળનો શિકાર થવા જ જાણે સર્જાએલાં છે, એવી કારમી પ્રતીતિ મને બાલ્યથી જ થઈ અને પ્રકૃતિની એ નિષ્ઠુરતા સામે આપણી અસહાયતા જોતાં મન ખૂબ જ અવ્યવસ્થા ભોગવતું. મનુષ્યજગતમાં તો આ નિષ્ઠુરતા બધી જ મર્યાદાઓ વટાવી ગયેલી માલૂમ પડી. એને મૂગે મોંએ નભાવી લેવી એમા મને એક ...ારની ભીરુતા દેખાવા માંડી, ભલે આપણે નાશ ... પણ એના નિષ્ક્રિય સાક્ષી તો કેમ જ બની શકીએ? આવો પ્રશ્ન મને સતત સતાવવા માંડ્યો, અને મેં એ સામે આપણાથી બને તે રીતે લડી લેવાનો સંકલ્પ કર્યો."

નરહરિની આ લાગણી કેવળ વિલાસરૂપ ન હતી. વ્યવહારમાં તે હંમેશ એને સક્રિય બનાવવા યત્ન કરતો. એને પરિણામે જ એના ભણતરને એણે અકાળેથી તિલાંજલિ આપી. એ ઘટનાની વિગતોમાં સંભવ છે કે, આજે કોઈને રસ પણ ન પડે; કારણ કે, આજે આપણો દેશ આઝાદ થયો છે. અંગ્રેજો અહીં જે સત્તાને સ્થાને હતા તે સ્થાને રહ્યા નથી, એટલે આપણાં દેશમાં એમને હાથે અગાઉ જે જે અપમાનો આપણા લોકોને વેઠવા પડતાં તેનો પૂરો ખ્યાલ આજની પેઢીને ભાગ્યે જ આવે. આમ છતાં નરહરિના જીવનની એ એક અગત્યની ઘટનાના ઉલ્લેખ વિના એના વ્યક્તિત્વનો પૂરો ખ્યાલ આપણને ભાગ્યે જ આવે.

એ ઘટના ટૂંકમાં નોંધું. અમારી સંસ્થાના આચાર્યની બદલી થઈ, અને તેની જગ્યાએ ડૉ. શીશર નામના એક ગોરા અધ્યાપકની નિમણુંક થઈ. આ બનાવથી અમારે ત્યાં સારો એવો ખળભળાટ મચી ગયો. હકીકત એમ હતી કે અમારા અંગ્રેજીના અધ્યાપક ડૉ. સેનનો એ જગ્યા માટે હક્ક હતો, પણ ડૉ. સેનની ચામડી ગોરી ન હોઈ તેમને એ સ્થાન આપવામાં ન આવ્યું. સેન અને શીશર બન્ને સાથે ભણેલા. દરેક પરીક્ષામાં સેન પહેલા નંબરે પાસ થયેલા. અંગ્રેજીના અધ્યાપક તરીકેની ખ્યાતિ તો બીજા પ્રાંતો સુધી પહોંચી હતી. એમનાં વ્યાખ્યાનો સાંભળવા બીજી કોલેજોના વિદ્યાર્થીઓ જ નહિ, પણ કેટલીક વાર તો અધ્યાપકો, ડૉકટરો અને વકીલો જેવા નાગરિક પણ આવતા. બધી રીતે ડૉ. શીશર કરતા ડૉ. સેન ચડિયાતા હતા. પણ એ હિંદી હતા એ જ એમની મોટામા મોટી ખામી હતી!

શીશરના આગમન સાથે અમારે ત્યાં સારો એવો ખળભળાટ મચી ગયો. પહેલાં વિદ્યાર્થીઓની નાની નાની ટોળીઓમાં ને પછી ધીરે ધીરે મોટા સમૂહોમાં એ પ્રશ્ન ચર્ચાવા લાગ્યો. અમારી લાગણી તંગ બનતી ગઈ. એક દિવસ અમે બધા એ અંગે વિચાર કરવા ભેગા થયા. નરહરિ પણ એ સભામાં આવ્યો. નવાઈની વાત એ છે કે અમારા સૌના કરતાં એણે જુદો સૂર કાઢ્યો. તે એવા મતનો હતો કે આ ઘટના કોઈ અકસ્માત રૂપ ન હતી, પણ અંગ્રેજ સરકારની

નીતિનું એ એક અંગ હતું. એને માટે લડવા તૈયાર થવું એટલે એક રાજકીય લડત ઉપાડવા જેવું હતું. એ લડત ઉપાડવાની કેટલાની તૈયારી હતી? દેશમાં પ્રજામત તો ગુંગળાએલો હતો. વર્તમાનપત્રો સ્વતંત્ર ન હતાં. અન્યના ટેકા વિના લડી લેવાની વિદ્યાર્થીઓમાં તાકાત હતી? નરહરિના આ અભિપ્રાય અમને કોઇને રૂચ્યા નહિ. અમારામાંથી કેટલાકને તો એમાં એની ભીરૂતા પણ દેખાઇ. આવા સાદા સીધા પ્રશ્નને આમ અટપટો બનાવી દેવાનો કશો જ અર્થ નથી એવું અમને લાગ્યું, એથી અમે તેના કથનનો બહુ જોરથી પ્રતિકાર કર્યો. તે બધાંનો જવાબ આપતાં તેણે કહ્યું.

"આને તમે અન્યાય કહો છો એ બરાબર છે, પણ એ અન્યાય માત્ર આટલી આ એક ઘટના પૂરતો જ મર્યાદિત છે? જ્યાં જુઓ ત્યાં ઠેર ઠેર તમને એનાં દર્શન થશે. નથી જોયું તમે ગાડીમાં? ત્યાં એંગ્લોઇન્ડિયન માટે શાથી જુદો ડબ્બો રાખવામાં આવે છે? ચાના બગીચામાં ગોરાઓના હાથે આપણા દેશભાઇઓ પર જે સીતમ ગુજરે છે તે અન્યાય આનાથી નાનો છે? ગોરાઓની કલબોમાં કૂતરા જઇ શકે, પણ હિન્દી ન જઇ શકે એ અપમાન તો આપણે કોઠે પડી ગયું છે. દિવસરાત આપણે અપમાનો વચ્ચે જ ગાળીએ છીએ. એટલે આજે આપણી સમક્ષ અન્યાયનું જે નાટક ભજવાઇ રહ્યું છે તે કોઇ અકસ્માત નથી, અંગ્રેજ સરકારની ગણતરીપૂર્વકની નીતિ છે. એમાં આપણી પ્રજાનો રીતસરનો તેજોવધ છે. મને એ સાલે છે, એની સામે લડી લેતાં ફના થઇ જવું પડે તો, તે માટે હું તૈયાર છું. પણ આપણે આપણી લડતનું સ્વરૂપ જ બરાબર પિછાનીએ નહિ તો ભારે મુશીબતમાં આવી પડીશું. ઘડીભર માની લો કે આપણે લડત ઉપાડી, દરમ્યાન સરકાર ડૉ. સેનની અન્યત્ર બદલી કરી દે તો? આપણી લડતનું શું થાય? આપણે તેમને પાછા લાવવા માટે લડવું જ પડે. એ માટે આપણી તૈયારી છે? આ લડત એક સ્થાનિક અન્યાય સામે છે એવું જો આપણે માનતા હોઇએ તો મોટી ભૂલ કરીએ છીએ, લડત એક રાજકીય લડત જ બની જાય છે..."

નરહરિએ દલીલો એવી સચોટ રીતે મૂકી કે અમારામાં પહેલાં જે એકવાક્યતા હતી તે જરા ડગમગી ગઇ; એટલે અમે નરહરિ અને બીજા ચાર જણાની એક સમિતિ એ પ્રશ્ન અંગે ચોકકસ માર્ગદર્શન કરાવવા નીમી. મારી પણ સમિતિમાં નિમણૂંક થઇ.

ચોપાટી પરના એક મકાનમાં અમારી સમિતિ મળવાની હતી. અમે જ્યારે મળવા ભેગા થયા ત્યારે સમિતિના મંત્રીએ જણાવ્યું કે ડૉ. સેન સમિતિને મળવા ઇચ્છતા હતા. આ સમાચારથી જરા નવાઇ લાગી આ આખી ઘટના દરમ્યાન ડૉ. સેનનું વર્તન અત્યંત ગૌરવભર્યું હતું. અમારામાંથી કોઇ સાથે એ પ્રશ્ન અંગે તેમણે કશી ચર્ચા કરી ન હતી, એટલે આજે અમને તે કેમ મળવા ઇચ્છતા હતા તે અમારે માટે એક નાનકડા કોયડા જેવું થઇ પડ્યું. અમારી સભા ચાર વાગ્યે મળવાની હતી. ડૉ. સેન સવાચારે આવવાના હતા. એટલે તે આવે ત્યાં સુધી અમે ગામગપાટા હાંકતા બેઠા. બરાબર સવાચારે ડૉ. સેન આવી પહોંચ્યા. પોતાના આગમનનું કારણ બતાવતાં તેમણે કહ્યું,

"તમારા સૌમાં મેં જે જુસ્સો જોયો છે તેથી મને આનંદ થયો છે, પણ આ અંગે તમારા શિરે આ બધી જવાબદારી શા માટે? બીજા કોઇએ કશું કરવાનું જ નથી?"

નરહરિ બોલ્યો, "કરવાનું તો ઘણાને છે, પણ તે માટે અંદરથી અવાજ ઉઠવો જોઇએ. આપણા સૌનો એ અવાજ તો મરી ગયેલો છે. એમ ન હોત તો આપણાં છાપાંઓમાંથી કોઇનું આ બનાવથી રૂંવાડું સરખું પણ ફરકવા નથી પામતું એવું બનવા પામે ખરૂં?

'સાચી વાત છે. તમે કહો છો તે અક્ષરશઃ





**ઉત્પાદન** દરેક સમાજ ખેતીથી માંડીને સ્થાપત્ય સુધીના જીવનના પુરૂષાર્થના દરેક ક્ષેત્રમાં જે પ્રકારનું ઉત્પાદન કરે છે એમાં એના ચારિત્ર્યનું બહુ સરસ રીતે પ્રતિબિંબ પડે છે.

**સૈન્યસામર્થ્ય.** સંસ્કૃતિ એ એક એવું સુંદર અને નાજુક વૃક્ષ છે કે જેના બચાવ માટે લશ્કરી બળની વાડની જરૂર પડે છે. પારસીઓ અને યહુદીઓએ લશ્કરી હાર ખાધી, રાજ ગુમાવ્યાં એટલે પોતાની સંસ્કૃતિ સાચવવા માટે એમને ઠેર ઠેર રખડવું પડ્યું. આજે હારેલા જર્મનીની દશા આપણે નજરોનજર જોઇએ છીએ.

**ધોરણો.** સંસ્કૃતિ એટલે ધોરણો સંસ્કૃતિ જેમ જેમ વિકસે તેમતેમ જીવનનું, કલાનું, નીતિનું સ્વચ્છતાનું, સાહિત્યનું ધોરણ ઉંચકાતું જાય. સંસ્કૃતિ સંકોચાય એટલે આ ધોરણો નીચે ઉતરતાં જાય.

**એકતા.** દરેક સમાજ યુદ્ધના અને શાંતિના પ્રશ્નો ઉકલવા માટે અણીને વખતે એ કેટલો સંગઠિત થઈ શકે છે એના ઉપર જીવન વિગ્રહમાં એની હાર જીતનો બહુ મોટો આધાર છે. હજી ગઈકાલ સુધી ઈંગ્લંડે જે રક્ષણથી પોતાનું સામ્રાજ્ય સાચવ્યું એમાં એની પ્રજાકીય એકતાએ બહુ મોટો ભાગ ભજવ્યો હતો.

**નેતૃત્વ.** સમાજ એક જીવંત શરીર છે. એમાં આંતરીક અવ્યવસ્થા થાય કે બાહ્ય આક્રમણ થાય ત્યારે એ કેવા પ્રકારના નેતાઓ પેદા કરે છે, સર્જક સંરક્ષક કે વિનાશક, એની ઉપર એની મહત્તાની કે લઘુતાનો આધાર છે. પોતાના જીવનમાં કટોકટીની પળે સમાજ જો સર્જક નેતાઓ પેદા કરે તો એની સ્થિતિ પહેલાંના કરતા સુધરે, સંરક્ષક નેતાઓ પેદા કરે તો જૂનું માંડમાંડ જળવાય અને વિનાશક નેતાઓ પેદા કરે તો સમાજ આપઘાત કરે.

**લલિતકલાઓ** કલાવિવેચકો જુદીજુદી લલિતકલાઓના મળી આવતા પ્રાચીન અર્વાચીન નમુનાઓ ઉપરથી પ્રજાની ચઢતી પડતી વિષે બહુ સ્પષ્ટ ખ્યાલો સારી રીતે બાંધી શકે છે.

**સાહિત્ય.** લલિતકળાઓમાંય સાહિત્યમાં એક પ્રજાનો પ્રાણ જેવો ધબકે છે, તેવો બીજા કશામાં ધબકતો નથી. હિંદુ જીવનદૃષ્ટિ સમજવી હોય તો રામાયણ, મહાભારત અને ભાગવત સહાનુભૂતિપૂર્વક વાંચવાં.

**વિજ્ઞાન.** આ જમાનામાં તો સમાજના ઉત્કર્ષમાં વિજ્ઞાનનો વિકાસ અને જીવનના વિવિધ પ્રશ્નો ઉકેલવામાં એનો થતો ઉપયોગ મોટો ભાગ ભજવે છે.

**સ્ત્રીપુરૂષ સંબંધ.** સંસ્કૃતિની ચઢઉતરનું બીજા કોઈ પણ સામાજીક રીતરિવાજ કરતાં જાતીય આકર્ષણમાં અને જાતીય સંબંધોમાં બહુ વહેલું પ્રતિબિંબ પડે છે. સ્ત્રીનું અપહરણ કરવાથી માંડીને એને સર્વસ્વ સમર્પવાની ભૂમીકા સુધી પુરૂષનું માનસ સાંસ્કૃતિક ફેરફારો પ્રમાણે બદલાતું રહે છે. સમાજ જ્યારે ઉંચી ભૂમીકા ઉપર હોય છે ત્યારે એની ગણીકાઓ પણ આમ્રપાલી અને એસ્પેશીયાની ભૂમીકા સુધી ચઢી શકે છે.

**વિસ્તાર** દરેક સંસ્કૃતિના જીવનમૂલ્યો બીજી સંસ્કૃતિથી જુદા હોય છે દરેક સંસ્કૃતિ માણસ જાતના કેટલા ભાગને પોતાની જીવનદૃષ્ટિ આપી શકે છે, એ જોવાથી આપણને એની શક્તિનો પરિચય મળી રહે છે. સંસ્કૃતિની તાકાત વધે એટલે એ વિસ્તરે એ કમજોર બને એટલે એ સંકોચાય.

**અહિંસા.** દરેક સમાજના શ્રેષ્ઠ સ્ત્રીપુરૂષો પોતાનાથી નબળા લોકો પ્રત્યે કેવી રીતે વર્તે છે, એમાંથી એમની સંસ્કારિતાનો આપણને પરિચય મળી રહે છે, હિંદુ સમાજની પશુપક્ષીઓ પ્રત્યેની અનુકંપા એ એ સમાજે એક વખત જોયેલી જાહોજલાલીનો ભ્રષ્ટ અવશેષ છે.

આમાં આપણે બીજી અનેક પારાશીશીઓ ઉમેરી શકીએ. શ્રી રામનારાયણ પાઠકે તો "સ્વૈરવિહાર"માં સમાજની સ્થિતિ સમજવા માટે ભીખારીઓ તરફ જોવાનું જણાવ્યું છે. અને પોતાના કથનના સમર્થનમાં હિંદુ મુસ્લીમ ભીખારીઓના અને ઈંગ્લેંડની ભીખબંધીના દાખલા આપ્યા છે.




માણસની પેઠે સમાજ પણ સંપૂર્ણ હોતો નથી. એટલે કોઇ સંસ્કૃતિ સઘળી બાબતોમાં શ્રેષ્ઠ હોઇ ના શકે. પણ આમાંની મોટાભાગની બાબતોમાં જો સમાજ આગળ વધતો હોય તો તેની ઉન્નતિ થઇ રહી છે એમ આપણે કહી શકીએ.

**વિશ્વ સંસ્કૃતિનું સર્જન.** આજે વિશ્વશાંતિના પ્રશ્નમાં જે અનેક નાના મોટાં વિઘ્નો છે, એમાંનું એક મોટું વિઘ્ન એ છે કે વિશ્વસંસ્કૃતિ જેવી સંસ્કૃતિ સર્જવાની ભૂમિકાએ હજી માણસજાત પહોંચી નથી. સંસ્કૃતિઓના જીવનવિગ્રહમાંથી જીવનસંગીત સર્જવાનું કામ હજી માનવીને આવડયું નથી, અનેક નાનાં મોટાં રજવાડાં જેમ હિન્દની એકતાની આડે આવતાં હતાં, તેમ અનેક નાનીમોટી સંસ્કૃતિઓ વિશ્વસંસ્કૃતિના માર્ગમાં આડે આવે છે.

આપણે બધા અહંકારી છીએ. એમ જો ના હોય તો ક્રૂર જીવનવિગ્રહમાં આપણે જીવી ના શકીએ. એક ગુજરાતી કહેવત છે કે: "પૈસે કોઇ પૂરો નથી અને અક્કલે કોઇ અધૂરો નથી."

વ્યક્તિની પેઠે સમાજને પણ પોતાનો અહંકાર હોય છે. એ અહંકારને સંતોષવા એ વ્યક્તિનો અને બીજા સમાજોનો સતત ભોગ લીધા કરે છે. એ અહંકારને કારણે દરેક સંસ્કૃતિ પોતાને સર્વશ્રેષ્ઠ માને છે.

આપણે આપણી જાતને આધ્યાત્મિક માનીએ છીએ. શ્વેતાંગોની જવાબદારીના ખ્યાલમાંથી, "White man's burden" માંથી યુરોપીઅનો હજી મુક્ત થયા નથી. યહૂદીઓ પોતાને ઇશ્વરની પસંદગી પામેલી પ્રજા માને છે. અમેરિકન ફિલસૂફ એમર્સન કહેતો કે અમેરીકન સંસ્કૃતિ એ માનવજાતના કલ્યાણ માટેનો ઈશ્વરનો છેલ્લામાં છેલ્લો પ્રયાસ છે. તો બીજી બાજુ મુસ્લીમોને મહમ્મદ પયગમ્બર, શીખોને ગુરૂ ગોવિંદસિંહ, અને કોમ્યુનિસ્ટોને કાર્લ માર્ક્સ પછી માનવ ઈતિહાસમાં કોઈ મહત્ત્વની પ્રગતિ થએલી દેખાતી નથી.

હવે જો દુનીઆમાં સૌથી સારો હું અને મારો સમાજ હોય તો "યેનકેન પ્રકારેણ" બાકીની દુનિઆ મારા જેવી થવી જોઇએ એવો આગ્રહ સાવ સ્વાભાવિક છે. દરેક વીર્યવાન સંસ્કૃતિનો ઈતિહાસના આદિકાળથી પરમપુરૂષાર્થ એક રહ્યો છે. પોતાની જીવનવ્યવસ્થામાં બીજાને ગોઠવવા, પોતાના જીવનમૂલ્યો બીજા પાસે સ્વીકારાવવાં.

**कृण्वन्तो विश्वं आर्यं ।** એ ધ્યાનમંત્ર સાથે વિશ્વને આર્ય બનાવવાની ધગશ સાથે, આર્યસંસ્કૃતિએ પોતાનો દિગ્વિજય શરૂ કર્યો હતો. એજ ધગશથી પ્રેરાયેલા બૌદ્ધ ભિક્ષુઓએ ભગવાન તથાગતનો ધર્મસંદેશ જંબુદ્વિપને ખૂણે ખૂણે પહોંચાડયો હતો. એલેકઝાન્ડરે પોતાનો શસ્ત્રવિજય શરૂ કર્યો ત્યારે એને એરીસ્ટોટલે આર્શીર્વાદ આપ્યોઃ "જ્યાં જઉં ત્યાં ગ્રીસ ઉભું કરજે"

આજ વિચારને ગુજરાતના વૈષ્ણવ કવિ દયારામ કાવ્યમાં મુકતાં કહે છે કેઃ

"તુજ સંગે કો વૈષ્ણવ થાયે તો તું
વૈષ્ણવ સાચો.
તારા સંગનો રંગ ના લાગે ત્યાં લગી
તું કાચો.
વૈષ્ણવ શીદને થયો ?"

અને અર્વાચીન કાળના પરમ વૈષ્ણવ મહાત્મા ગાંધીજી જીવનના અંત સુધી આખા દેશને પોતાના સંગનો રંગ લગાડવા મથ્યા હતા. એની કોણ ના પાડી શકશે ?

જેમ એલેકઝાન્ડર જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં ગ્રીસ ઉભું થયું. તેમ રોમનો જ્યાં જ્યાં ગયા ત્યાં રોમ ઉભું થયું. હિંદુઓ જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં કાશી અને મથુરાં સર્જાયા, રામ અને કૃષ્ણ, શંકર અને ગણપતિ પૂજાયા. અંગ્રેજ જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં લંડન ને મેન્ચેસ્ટર, ઑક્સફર્ડ ને કેમ્બ્રીજની નાની મોટી આવૃત્તિઓ થઈ. કોમ્યુનિસ્ટો જ્યાં જ્યા જીને છે ત્યાં ત્યાં નવું મોસ્કો અને નાના સ્ટેલીનો સર્જાય છે.

પણ સામી સંસ્કૃતિ જો તેજસ્વી હોય અને એ વિજેતા સંસ્કૃતિના જીવનમૂલ્યો સ્વીકારવાની ના પાડે, એના તેજોવર્તુલમાં સમાવાનો ઈન્કાર કરે,





**ઉત્પાદન** દરેક સમાજ ખેતીથી માંડીને સ્થાપત્ય સુધીના જીવનના પુરૂષાર્થના દરેક ક્ષેત્રમાં જે પ્રકારનું ઉત્પાદન કરે છે એમા એના ચારિત્ર્યનું બહુ સરસ રીતે પ્રતિબિંબ પડે છે.

**સૈન્યસામર્થ્ય.** સંસ્કૃતિ એ એક એવું સુંદર અને નાજુક વૃક્ષ છે કે જેના બચાવ માટે લશ્કરી બળની વાડની જરૂર પડે છે પારસીઓ અને યહુદીઓએ લશ્કરી હાર ખાધી, રાજ ગુમાવ્યાં એટલે પોતાની સંસ્કૃતિ સાચવવા માટે એમને ઠેર ઠેર રખડવુ પડ્યું. આજે હારેલા જર્મનીની દશા આપણે નજરોનજર જોઇએ છીએ.

**ધોરણો** સંસ્કૃતિ એટલે ધોરણો સંસ્કૃતિ જેમ જેમ વિકસે તેમતમ જીવનનું, કલાનુ, નીતિનું સ્વચ્છતાનુ, સાહિત્યનુ ધોરણ ઉંચકાતુ જાય. સંસ્કૃતિ સંકોચાય એટલે આ ધોરણો નીચે ઉતરતા જાય.

**એકતા.** દરેક સમાજ યુદ્ધના અને શાંતિના પ્રશ્નો ઉકલવા માટે અણીને વખતે એ કેટલો સંગઠિત થઈ શકે છે એના ઉપર જીવન વિગ્રહમાં એની હાર જીતનો બહુ મોટો આધાર છે. હજી ગઇકાલ સુધી ઇંગ્લંડે જે રક્ષણથી પોતાનું સામ્રાજ્ય સાચવ્યું એમા એની પ્રજાકીય એકતાએ બહુ મોટો ભાગ ભજવ્યો હતો.

**નેતૃત્વ** સમાજ એક જીવત શરીર છે. એમા આંતરીક અવ્યવસ્થા થાય કે બાહ્ય આક્રમણ થાય ત્યારે એ કેવા પ્રકારના નેતાઓ પેદા કરે છે, સર્જક સંરક્ષક કે વિનાશક, એની ઉપર એની મહત્તાની કે લઘુતાનો આધાર છે. પોતાના જીવનમાં કટોકટીની પળે સમાજ જો સર્જક નેતાઓ પેદા કરે તો એની સ્થિતિ પહેલાંના કરતાં સુધરે, સંરક્ષક નેતાઓ પેદા કરે તો જૂનું માંડમાંડ જળવાય અને વિનાશક નેતાઓ પેદા કરે તો સમાજ આપઘાત કરે.

**લલિતકલાઓ** કલાવિવેચકો જુદીજુદી લલિતકલાઓના મળી આવતા પ્રાચીન અર્વાચીન નમુનાઓ ઉપરથી પ્રજાની ચઢતી પડતી વિષે બહુ સ્પષ્ટ ખ્યાલો સારી રીતે બાંધી શકે છે.

**સાહિત્ય.** લલિતકળાઓમાંય સાહિત્યમાં એક પ્રજાનો પ્રાણ જેવો ધબકે છે, તેવો બીજા કશામાં ધબકતો નથી. હિંદુ જીવનદૃષ્ટિ સમજવી હોય તો રામાયણ, મહાભારત અને ભાગવત સહાનુભૂતિપૂર્વક વાંચવાં.

**વિજ્ઞાન.** આ જમાનામાં તો સમાજના ઉત્કર્ષમા વિજ્ઞાનનો વિકાસ અને જીવનના વિવિધ પ્રશ્નો ઉકેલવામાં એનો યથો ઉપયોગ મોટો ભાગ ભજવે છે.

**સ્ત્રીપુરૂષ સંબંધ.** સંસ્કૃતિની ચઢઉતરનું બીજા કોઇ પણ સામાજીક રીતરિવાજ કરતા જાતીય આકર્ષણમા અને જાતીય સબંધોમા બહુ વધેલુ પ્રતિબિંબ પડે છે. સ્ત્રીનુ અપહરણ કરવાથી માંડીને એને સર્વસ્વ સમર્પવાની ભૂમીકા સુધી પુરૂષનું માનસ સાસ્કૃતિક ફેરફારો પ્રમાણે બદલાતુ રહે છે. સમાજ જ્યારે ઉંચી ભૂમીકા ઉપર હોય છે ત્યારે એની ગણીકાઓ પણ આમ્રપાલી અને એસ્પેશીયાની ભૂમીકા સુધી ચઢી શકે છે.

**વિસ્તાર** દરેક સંસ્કૃતિના જીવનમૂલ્યો બીજી સંસ્કૃતિથી જુદા હોય છે. દરેક સંસ્કૃતિ માણસ જાતના કેટલા ભાગને પોતાની જીવનદૃષ્ટિ આપી શકે છે, એ જોવાથી આપણને એની શક્તિનો પરિચય મળી રહે છે. સંસ્કૃતિની તાકાત વધે એટલે એ વિસ્તરે એ કમજોર બને એટલે એ સંકોચાય.

**અહિંસા.** દરેક સમાજના શ્રેષ્ઠ સ્ત્રીપુરૂષો પોતાનાથી નબળા લોકો પ્રત્યે કેવી રીતે વર્તે છે, એમાંથી એમની સંસ્કારિતાનો આપણને પરિચય મળી રહે છે, હિંદુ સમાજની પશુપક્ષીઓ પ્રત્યેની અનુકંપા એ એ સમાજે એક વખત જોયેલી જાહોજલાલીનો ભ્રષ્ટ અવશેષ છે.

આમાં આપણે બીજી અનેક પારાશીશીઓ ઉમેરી શકીએ. શ્રી રામનારાયણ પાઠકે તો 'સ્વૈરવિહાર"માં સમાજની સ્થિતિ સમજવા માટે ભીખારીઓ તરફ જોવાનું જણાવ્યું છે અને પોતાના કથનના સમર્થનમાં હિંદુ મુસ્લીમ ભીખારીઓના અને ઇંગ્લેંડની ભીખબંધીના દાખલા આપ્યા છે.



માણસની પેઠે સમાજ પણ સંપૂર્ણ હોતો નથી. એટલે કોઈ સંસ્કૃતિ સઘળી બાબતોમાં શ્રેષ્ઠ હોઈ ના શકે. પણ આમાંની મોટાભાગની બાબતોમાં જો સમાજ આગળ વધતો હોય તો તેની ઉન્નતિ થઈ રહી છે એમ આપણે કહી શકીએ.

**વિશ્વ સંસ્કૃતિનું સર્જન.** આજે વિશ્વશાંતિના પ્રશ્નમાં જે અનેક નાના મોટા વિઘ્નો છે, એમાંનું એક મોટું વિઘ્ન એ છે કે વિશ્વસંસ્કૃતિ જેવી સંસ્કૃતિ સર્જવાની ભૂમિકાએ હજી માણસજાત પહોંચી નથી. સંસ્કૃતિઓના જીવનવિગ્રહમાંથી જીવનસંગીત સર્જવાનું કામ હજી સાનવાને આવડ્યું નથી, અનેક નાનાં મોટાં રજવાડાં જેમ હિન્દની એકતાની આડે આવતાં હતાં, તેમ અનેક નાનીમોટી સંસ્કૃતિઓ વિશ્વસંસ્કૃતિના માર્ગમાં આડે આવે છે.

આપણે બધા અહંકારી છીએ. એમ જો ના હોય તો ક્રૂર જીવનવિગ્રહમાં આપણે જીવી ના શકીએ. એક ગુજરાતી કહેવત છે કે: "પૈસે કોઈ પૂરો નથી અને અક્કલે કોઈ અધૂરો નથી."

વ્યક્તિની પેઠે સમાજને પણ પોતાનો અહંકાર હોય છે. એ અહંકારને સંતોષવા એ વ્યક્તિનો અને બીજા સમાજોનો સતત ભોગ લીધા કરે છે. એ અહંકારને કારણે દરેક સંસ્કૃતિ પોતાને સર્વશ્રેષ્ઠ માને છે.

આપણે આપણી જાતને આધ્યાત્મિક માનીએ છીએ. શ્વેતાંગોની જવાબદારીના ખ્યાલમાંથી, "White man's burden"માંથી યુરોપીઅનો હજી મુક્ત થયા નથી. યહુદીઓ પોતાને ઈશ્વરની પસંદગી પામેલી પ્રજા માને છે. અમેરિકન ફિલસૂફ એમર્સન કહેતો કે અમેરીકન સંસ્કૃતિ એ માનવજાતના કલ્યાણ માટેનો ઈશ્વરનો છેલ્લામાં છેલ્લો પ્રયાસ છે. તો બીજી બાજુ મુસ્લીમોને મહમ્મદ પયગમ્બર, શીખોને ગુરૂ ગોવિંદસિંહ, અને કોમ્યુનિસ્ટોને કાર્લ માર્ક્સ પછી માનવ ઈતિહાસમાં કોઈ મહત્ત્વની પ્રગતિ થએલી દેખાતી નથી.

હવે જો દુનીઆમાં સૌથી સારો હું અને મારો સમાજ હોય તો "યેનકેન પ્રકારેણ" બાકીની દુનિયા મારા જેવી થવી જોઈએ એવો આગ્રહ સાવ સ્વાભાવિક છે. દરેક વીર્યવાન સંસ્કૃતિનો ઈતિહાસના આદિકાળથી પરમપુરૂષાર્થ એક રહ્યો છે. પોતાની જીવનવ્યવસ્થામાં બીજાને ગોઠવવા, પોતાના જીવનમૂલ્યો બીજા પાસે સ્વીકારાવવાં.

**कृण्वन्तो विश्वं आर्यं ।** એ ધ્યાનમંત્ર સાથે વિશ્વને આર્ય બનાવવાની ધગશ સાથે, આર્યસંસ્કૃતિએ પોતાનો દિગ્વિજય શરૂ કર્યો હતો. એજ ધગશથી પ્રેરાયેલા બૌદ્ધ ભિક્ષુકોએ ભગવાન તથાગતનો ધર્મસંદેશ જંબુદ્વિપને ખૂણે ખૂણે પહોંચાડ્યો હતો. એલેક્ઝાન્ડરે પોતાનો શસ્ત્રવિજય શરૂ કર્યો ત્યારે એને એરીસ્ટોટલે આશિર્વાદ આપ્યો: "જ્યાં જઉં ત્યાં ગ્રીસ ઉભું કરજે"

આજ વિચારને ગુજરાતના વૈષ્ણવ કવિ દયારામ કાવ્યમાં મુકતાં કહે છે કે:

"તુજ સંગે કો વૈષ્ણવ થાયે તો તું
વૈષ્ણવ સાચો.
તારા સંગનો રંગ ના લાગે ત્યાં લગી
તું કાચો,
વૈષ્ણવ શીદને થયો ?"

અને અર્વાચીન કાળના પરમ વૈષ્ણવ મહાત્મા ગાંધીજી જીવનના અંત સુધી આખા દેશને પોતાના સંગનો રંગ લગાડવા મથ્યા હતા. એની કોણ ના પાડી શકશે ?

જેમ એલેકઝાન્ડર જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં ગ્રીસ ઉભું થયું. તેમ રોમનો જ્યાં જ્યાં ગયા ત્યાં રોમ ઉભું થયું. હિંદુઓ જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં કાશી અને મથુરા સર્જાયા, રામ અને કૃષ્ણ, શંકર અને ગણપતિ પૂજાયા. અંગ્રેજ જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં લંડન ને મેન્ચેસ્ટર, ઑક્સફર્ડ ને કેમ્બ્રીજની નાની મોટી આવૃત્તિઓ થઈ. કોમ્યુનિસ્ટો જ્યાં જ્યાં જીતે છે ત્યાં ત્યાં નવું મોસ્કો અને નાના સ્ટેલીનો સર્જાય છે.

પણ સામી સંસ્કૃતિ જો તેજસ્વી હોય અને એ વિજેતા સંસ્કૃતિના જીવનમૂલ્યો સ્વીકારવાની ના પાડે, એના તેજોવર્તુલમાં સમાવાનો ઈન્કાર કરે,

અને પોતાની સમગ્રશક્તિથી એનો સામનો કરે તો? બન્ને સંસ્કૃતિઓ વચ્ચે શબ્દયુદ્ધથી શસ્ત્ર યુદ્ધ સુધીના સઘળા વિગ્રહો શરૂ થઈ જાય. વિગ્રહ વેરઝેર અને તિરસ્કારને જન્મ આપે અને પોતાની પ્રતિભાથી ન અંજાતા લોકોને ગ્રીકો અને રોમનો 'જંગલીઓ' કહે, હિંદુઓ અટકની પેલીપારના લોકોને મ્લેચ્છ અને યવન કહે, ઇસ્લામી ક્રાન્તિની અગ્નિજ્વાળામાંથી 'બચેલા વિધર્મી'ઓને મુસ્લીમો કાફર કહે તો બીજી બાજુ યુરોપીયન સંસ્કૃતિના શ્રેષ્ઠત્વમાં અડગ વિશ્વાસ ધરાવનાર વિજેતા રાષ્ટ્રો પરાજીત પ્રજાઓને 'નેગીરો'ને નામે તિરસ્કારે. પોતાના વિરોધીઓને ધનપતિઓ કોમ્યુનીસ્ટ કહે તો સામે પક્ષે માર્કસની સર્વજ્ઞતા ન સ્વીકારનારા લોકોને કોમ્યુનીસ્ટો " બુર્ઝવા " કહીને ગાળ દે. આ જમાનામાં અંગ્રેજોએ આપણને બળવાખોર માન્યા તો આપણે એમને જડવાદી અને હિંસક કહીને બિરદાવ્યા. સંસ્કૃતિઓના આ જીવન વિગ્રહનો અંત હજી પાસે આવ્યો લાગતો નથી.

## સંસ્કૃતિ શી રીતે સર્જાય છે?

સંસ્કૃતિનો સંપત્તિ સાથેનો સબંધ બહુ જ ગાઢ છે, પ્રજાનું વીર્ય સંપત્તિરૂપી કાચા માલમાંથી સંસ્કૃતિરૂપી પાકો માલ તૈયાર કરે છે સંપત્તિ એટલે શું? બ્રાહ્મણ સંસ્કૃતિ કહેશે 'જ્ઞાન', ક્ષાત્ર સંસ્કૃતિ કહેશે કે વિજય. વૈશ્ય સંસ્કૃતિ કહેશે ધન. શૂદ્ર સંસ્કૃતિ કહેશે કે શ્રમ. બ્રિટિશ અમલ હેઠળ આપણે ગરીબ હતા એનાં ગર્ભકાળ સુધી જુદાં જુદાં કારણો બતાવાતાં. પ્રોફેસરો ને પંડીતો કહેતા. કે વિજ્ઞાન અને ટેકનોલોજીની બાબતમાં આપણે પશ્ચિમ કરતાં ઘણા પછાત છીએ એટલે જ આપણે આટલા ગરીબ છીએ. કેટલાક કોંગ્રેસીઓ કહેતા કે આપણે ગુલામ છીએ એટલે ગરીબ છીએ. સ્વતંત્ર થતા જ સુવર્ણકાળની પેઠે આ દેશમાં સમૃદ્ધિનો પાર નહિ રહે. શ્રીમંતો કહેતા કે જરૂર હોય તો પરદેશથી મુડી લાવીને પણ આપણા સાધનોનો વિકાસ કરવો જોઇએ. સમાજવાદીઓ કહેતા કે મજુરોને મીલનો કબ્જો સોંપી દો એટલે આ દેશમાં દુધ અને મધની નદીઓ વહેવા માંડશે. કોણ કેટલા સાચા હતા એ તો ભવિષ્ય બતાવશે.

ગરીબીના કારણો અને સંપત્તિના સર્જન ઉપર ઇતિહાસ કંઇક જુદો જ પ્રકાશ નાખે છે. દરેક સંસ્કૃતિમાં માનનારને મહત્વની વસ્તુઓ બે જ લાગે છે. પોતાની સંસ્કૃતિ અને એની વિરોધી સંસ્કૃતિ. પણ પાયાની વસ્તુ કંઇક જુદી જ છે. દુનિયામાં બે સમાજ વચ્ચેનો વિગ્રહ જોનારા વ્યક્તિવ્યક્તિ વચ્ચેનો વિગ્રહ ભૂલી જાય છે. આ વિગ્રહનું યથાર્થ ચિત્ર એક કેથ હિલબુકે દોર્યું છે. એ એમ કહે છે કે "દરેક માણસનું જીવન એ સમસ્ત વિશ્વના બળો સામેનો સતત સંગ્રામ છે."

એક ગામડાનો દાખલો લઇએ. લોકો જો એક બીજા સાથે સહકાર કરે તો શ્રીમંત થઈ જાય. પણ કોઇકોઇની સાથે સહકાર કરતું નથી. શહેરવાસીને બહારથી એક દેખાતા ગામડામાં હજાર વિખવાદો હોય છે અને લોકો એકબીજાને પૈસા ન ધીરવાથી માંડીને ઝાડ કાપવા અને ઓખા બાળવા જેવા પરસ્પર દ્વેષપ્રયોગોમાં સતત મચેલા રહેતા હોય છે. આટલી મુશ્કેલીઓ વચ્ચે જે સંપત્તિનું સર્જન થાય એમાંથી મોટો ભાગ સતત વણપૂરાયેલી રહેતી લોકોની પાયાની જરૂરીઆતો સંતોષવામાં ચાલ્યો જાય. પેટે પાટા બાંધીને મજુરી કરતા લોકોના મોમાંથી કોળીઓ ઝુંટવીને ગામડાનો વાણિયો કે મારવાડી પોતાના પૈસા એકઠા કરે. એને મોટા ગામનો ધનીક ચુસે, એને શહેરનો ધનીક ચુસે. આ રીતે મહામુસીબતે એકઠો થતો પૈસો મોજશોખની વસ્તુઓ, નાટકચેટક, દારૂ, જુગાર, રેસ, સટ્ટો, બદફેલી અને અવ્યવસ્થામાં વેડફાય. આ જ્યાંસુધી સહ્ય હોય ત્યાં સુધી સંસ્કૃતિ નભ્યા કરે, અસહ્ય થાય એટલે કાં તો કચડાએલી જનશક્તિ વિફરે અને ક્રાન્તિ થાય અથવા તો બાહ્ય આક્રમણને કારણે યુદ્ધ ફાટી નીકળે અને અસંગઠીત સંસ્કૃતિ સંગઠીત સંસ્કૃતિથી હાર પામે. બેમાંથી ગમે તે એક પરિણામ આવે તોપણ સંસ્કૃતિને પહેલે પગથીએથી ફરી પાછી શરૂઆત કરવી પડે.

સઘળી સંસ્કૃતિઓનો આને આ ક્રમ. આપણે આગળ ગામડાનો દાખલો આપ્યો. મોટો દાખલો લેવો હોય તો હિંદુસ્તાનનો લઇએ. અહીંથી ગમે તે



માણુસ અમેરિકા જાય, તો એને એ લોકો હિન્દુને નામે ઓળખવાના. પણ આપણે જાણીએ છીએ કે આ દેશમાં હિન્દુ ઉપરાંત બીજા અર્ધોડઝન ધર્મો છે. હિન્દુ ધર્મ પાળતા સમાજમાં અસંખ્ય નાતો, પેટા-નાતો, તડ, ગોળ અને કુળ છે. અને આ બધામાં ઘણાનો પરસ્પર સબંધ ઉંદરબીલાડીનો છે. એવી ને એવી બીજા સમાજોની દશા છે. આ બધા એક થાય તો આપણે ઘણા આગળ નીકળી જઈએ. પણ થાય તો ને? ઊલટી એમાં કોંગ્રેસમેન, ગાંધીવાદી, સમાજવાદી, રોયવાદી, સામ્યવાદી જેવી નવી નાતો ઉમેરાતી ચાલી છે.

એટલે જીવનમાં વ્યક્તિ સામે વ્યક્તિ, ગામ સામે ગામ, શહેર સામે શહેર, મીલ સામે મીલ, ઉદ્યોગ સામે ઉદ્યોગ, પ્રાન્ત સામે પ્રાન્ત, દેશ સામે દેશ, અને સામ્રાજ્ય સામે સામ્રાજ્યનો સતત વિગ્રહ ચાલી રહ્યો છે. આવી રીતે ઉઠી રહેલા પરસ્પર પુરૂષાર્થના છેદ-માંથી, વિગ્રહના વિનાશમાંથી જે કાંઈ જેટલા વખત માટે ઉગરે એનું નામ સંપત્તિ અને સંસ્કૃતિ!

પોતાની જાહોજલાલીના કાળમાં હિંદુ સંસ્કૃતિએ અસંખ્ય સુંદર મંદીરો સર્જ્યાં. એમાંથી હિંદુઓની જડતામાંથી, મુસ્લીમોની ધર્માન્ધતામાંથી, યુદ્ધના વિનાશ-માંથી, શ્રીમંતોના લોભમાંથી, ગરીબોની જરૂરીઆત-માંથી, અને કાળની સર્વભક્ષીતામાંથી જે કાંઈ બચ્યું એનું નામ હિંદુ શીલ્પ અને સ્થાપત્ય!

ગુપ્તયુગના અસંખ્ય કવિઓમાંથી વીસમી સદી સુધી કેટલા આવી પહોંચ્યા, અને કાળના અરણ્યમાં કેટલા ખોવાઈ ગયા? ગુપ્તયુગની વાત જવા દઈએ તો ગોવર્ધનરામના જમાનાનું કેટલું સાહિત્ય આજે જીવી રહ્યું છે?

જીવનનું જો આ દર્શન સાચું હોય, જીવનમાં જો નક્કર વસ્તુ પણ મર્યાદિત સમય સુધી ટકતી હોય તો એ એક સ્પષ્ટ વસ્તુ છે કે, નિત્ય યત્ન કરનાર પ્રજા જ સંસ્કૃતિના ઉચ્ચતમ શીખરો સર કરી શકે. કોઈ પ્રજા ભૂતકાળની મુડી ઉપર, કબરની રોટી ઉપર, કાયમ જીવી ન શકે.

## પુનરાવર્તન




ચિત્ર ૧ લું.







પહેલા ચિત્રમાં સંસ્કૃતિનું જીવનચક્ર બતાવ્યું છે પણ ઈતિહાસ કદી પુરેપુરું પુનરાવર્તન કરતો નથી. એટલે એક સંસ્કૃતિનું જીવનકાર્ય પુરૂં થતાંજ બીજી સંસ્કૃતિ એનો પુરૂષાર્થ પોતાનામાં ભરીને તુર્તજ એનાથી મોટા પાયા ઉપર પોતાનો પુરૂષાર્થ આરમ્ભે છે. અને એ રીતે સ્ક્રુની પેઠે માનવ ઉત્ક્રાન્તિ આગળ અને આગળ વધે છે

આજ સત્યને બીજી રીતે નીચે મુજબ રજુ કરી શકાય.

દરેક વ્યકિતને, સમાજને, યુગને ઇતિહાસ એક જ સનાતન પ્રશ્ન પૂછે છે. "તેં શું સર્જ્યું"!" વ્યકિતનો કે પ્રજાનો વિનાશ ઈતિહાસ માફ કરે છે. યાદ માત્ર એનું સર્જન રાખે છે. નેપોલીઅનના લોહી-યાળ વિજયો એના મૃત્યુ સાથે ભુંસાઇ ગયા. એણે રચેની સુંદર ઇમારતો આજેય પેરીસને શોભાવે છે. એણે રચેલું ન્યાયશાસ્ત્ર આજેય ફ્રાન્સના સમાજ-જીવનનુ નિયમન કરે છે. વિક્રમાદિત્યના વિજયો ભુલઈ ગયા એનો પ્રજાપ્રેમ આજેય લોકવાર્તામાં







ચિત્ર ૩ જું.

જીવન એક રણ છે. એમાં દરેક સંસ્કૃતિની નદી અમુક અંતરે ખોવાઈ જાય છે પ્રગતિ કરતા પુનરા-વર્તન સહેલું હોવાને કારણે દરેક નદી અનની નદી કરતાં આગળ જાય છે. વાંકાચુકા કાપા પ્રગતિ અને પ્રત્યાઘાત બતાવે છે સીધી લીટી પુનરાવર્તન બતાવે છે

**ઇતિહાસનો સનાતન માનદંડ— સર્જન**

મચવાઈ રહ્યો છે. સંસ્કૃત સાહિત્યના રશ્મિઓનો કાલીદાસ આજે પણ માનીતો છે.

આવને અંકે આપણે આપણા દેશનો ઇતિહાસ આ દૃષ્ટિથી જોઇશુ ગાંધીવાદને સાચીરીતે સમજવા માટે આપણી અતિહાસિક પૃષ્ઠભૂમિકા બરાબર સમજવાની ખાસ જરૂર છે



## પતંગિયું

ઊડે છે ફૂલ,
ઊડે છે ફૂલ,
રંગે અમૂલ પેલું ઊડે છે ફૂલ
આંગણે ને બારણે,
ક્યારીને પારણે,
ઝબકી જરીક જાય રંગભરી ઝુલ
ઊડે છે ફૂલ.
તૂટીને મેઘધનુ
ખંડખંડ શું બન્યું ?
એક થવા ઘૂમે શું વ્યોમે આકુલ ?
ઊડે છે ફૂલ.

—ઉમાશંકર જોષી

અ. મ. રા.

## ગુર્જરેશ્વર કુમારપાલ

[ લે. પ્ર. 'ધૂમકેતુ': સોલ એજન્ટ, ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો, અમદાવાદ; મૂલ્ય, સાડાચાર રૂપિયા. ]

'ધૂમકેતુ'ની ચૌલુક્ય નવલકથાવલિની આ દસમી કથા છે. જયસિંહ સિદ્ધરાજના અવસાન પછી પાટણની ગાદી પર કુમારપાળ કેવી રીતે આવ્યો તેની કથા એમાં વિસ્તારીને કહેવાયેલી છે. ગાદી માટે સિદ્ધરાજનો પ્રપન્ન પુત્ર ત્યાગભટ્ટ અને સિદ્ધરાજનો દૌહિત્ર સોમેશ્વર એ બે હરીફો પણ કુમારપાલને હતા. પણ હેમચંદ્રસૂરિએ કુમારપાલના રાજા થવા વિશે વહેતી મૂકેલી ગાથાએ જૈનોને તથા તેમના મોવડી ઉદયન મંત્રીને કુમારપાલના પક્ષકાર બનાવી દીધા હતા, અને એમનું બળ કંઇ ઓછું નહતું. ઉદયન મંત્રી, કાકભટ્ટ અને કુમારપાલના બનેવી કૃષ્ણદેવની સહાયથી કુમારપાલ બીજી રીતે વિરોધી વાતાવરણમાં કેવી રીતે રાજા બન્યો તે વર્ણવી, તે પોતાના શૌર્યથી અને બુદ્ધિબળથી શાકંભરીનાથ અર્ણોરાજને હરાવી તથા બીજા વિરોધીઓને પણ મહાત કરી ખરેખરો પ્રભાવશાળી ગુર્જરેશ્વર બન્યો ત્યાંસુધી કર્તા આ કથાને લઈ જાય છે. કથામાં ઉદયન, કાક, કૃષ્ણદેવ, કુમેરરાજ શેઠ્ઠી, કેશવ સેનાપતિ, અર્ણોરાજ અને એવાં ઘણાં પાત્રોને કર્તાએ ચમકાવ્યાં છે અને પોતે ગોઠવેલી વસ્તુની વ્યૂહરચનામાં તેમને કામ સોંપ્યાં છે. આ કથામાંનો કુમારપાળ શ્રી. ચુનીલાલ શાહના 'ગુર્જરેશ્વર'ના કુમારપાળ કરતાં બળ, બુદ્ધિ, ગૌરવ ને વ્યક્તિત્વમાં પાણીદાર દેખાય છે કથાની લખાવટ તો 'ધૂમકેતુ'ની આની પુરોગામી આગલી ઐતિહાસિક નવલકથાઓની જ છે. મુત્સદ્દીગીરીના દાવપેચ, સાહસ, જાસૂસી અને પ્રસંગબાહુલ્ય એ સાસંકીયુગની શ્રી. મુનશીની નવલકથાઓનાં લક્ષણો અહીં પણ એટલાં જ દેખાય છે.

## જિબ્રાનની જીવનવાણી

[સં. 'ધૂમકેતુ'; પ્ર. ભારતી સાહિત્ય સંઘ લિ० ફરનાન્ડીઝ પુલ નીચે: અમદાવાદ; મૂલ્ય રૂપિયા સાડાત્રણ]

આ કૃતિમાં 'ધૂમકેતુ' ખલિલ જિબ્રાનનાં કેટલાંક લખાણોના ગુજરાતી દેશાંતરકાર બન્યા છે. શ્રી. કિશોરલાલ મશરૂવાળાએ જિબ્રાનના The Prophetનો 'વિદાય વેળાએ' નામનો અનુવાદ પ્રગટ કરાવ્યો ત્યાર પછી આપણે ત્યાં જિબ્રાનની કૃતિઓ પ્રત્યે આકર્ષણ વધ્યું છે. એનો લાભ અનુવાદકો અને પ્રકાશકો યથાશક્તિ લઇ રહ્યા છે. જિબ્રાનની કૃતિઓના અનુવાદો પ્રસિદ્ધ થઈ રહ્યા છે તે એ બતાવે છે. આ પુસ્તકમાં 'ધૂમકેતુ'એ જિબ્રાનના કોઇ એક પુસ્તકનો અનુવાદ નથી કર્યો, પણ તેની જુદી જુદી કૃતિઓમાંથી પોતાને રૂચેલાં લખાણોના પોતે કરેલા અર્થ–વિસ્તારી ભાવાનુવાદનો સંગ્રહ રજૂ કર્યો છે. આગળ થોડો જિબ્રાનપરિચય પણ મૂક્યો છે. સત્યને રહસ્યમય, સુંદર અને કાવ્યમય વાણીમાં તથા દાષ્ટાન્તિક અને રૂપકગર્ભ શૈલીમાં રજૂ કરતા સત્યશોધક કવિ–ફિલસૂફ જિબ્રાનની અનન્ય-સદૃશ લખાવટ તથા નિર્મળ જીવન–વિચારણાનો આ પુસ્તક ગુજરાતી વાચકોને સારો પરિચય કરાવશે.

## ઉપનિષદોનું તત્ત્વજ્ઞાન

[ અનુ. ચંદ્રશંકર શુક્લ; પ્ર. વોરા એન્ડ કં० લિ० કાલબાદેવીરોડ, મુંબઈ–૨; મૂલ્ય. રૂપિયા સાડાત્રણ]

રાધાકૃષ્ણનના Indian Philosophyના પ્રથમ ગ્રંથના ઉપનિષદ્વિષયક ચોથા પ્રકરણનો શ્રી. ચંદ્રશંકર શુક્લ જેવા અનુવાદ–નિષ્ણાતે કરેલો અનુવાદ આ પુસ્તકરૂપે પ્રગટ થાય છે. ઉપનિષદોના રચનાકાળ, તેમના તાત્પર્યનું પ્રવાહી સ્વરૂપ, વેદો અને ઉપનિષદોના સિદ્ધાંતોની તુલના, ઉપનિષદોના મુખ્ય પ્રશ્નો, આત્માનું સ્વરૂપ, દૃશ્ય જગતની

બીજા કરતાં સારાં ગીતો છે. લેખકને ગેય રચના ફાવે છે એટલી અક્ષરમેળ વૃત્તરચના ફાવતી લાગતી નથી. 'ભગવતી કસ્તુરબા' કાવ્યમાંના અનુષ્ટુપ ઘણે સ્થળે બરાબર નથી તે એ બતાવે છે.

## કાજળ કોટડી

[ લે. ઇશ્વર પેટલીકર; પ્ર. ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ-૧; મૂલ્ય, સાડાત્રણ રૂપિયા ]

આ કથામાં રજૂ થતી કાજળ કોટડી તે છે પોલિસખાતાની આંતરસૃષ્ટિ. એ રીતે વિષયની દૃષ્ટિએ કથાનું વસ્તુ નવું છે. સને ૧૯૪૨ની 'હિંદ છોડો'ની લડત વેળા ભાંગફોડ-પ્રવૃત્તિમાં સારો ભાગ લેનાર એક યુવક શ્રી રવિશંકર મહારાજના આ કથામાંના પર્યાય કે પ્રતિનિધિ જેવાશ્રી, કિશોરભાઇ દાદાની સલાહ માન્ય કરી પોલિસ ખાતામાં જોડાય છે, પણ સ્વરાજ્યપ્રાપ્તિ પછી પણ જૂની રીતે જ ચાલતા અને બહુ ન સુધરેલા પોલિસતંત્રે એને સુધારવા આવતા આ ભાવનાશાળી ભણેલા યુવકનો તાપ ન જીરવી શકતાં એને આ ક્ષેત્ર કેમ છંડાવી દીધું, તેની આ કથા માંડીને વાત કરે છે. ભણેલા યુવાનો ખોટી શરમ મૂકી પોલીસખાતામાં જોડાય તો એ ખાતું સુધરે અને પ્રજાની ઉમદા સેવા પણ થાય એમ કહેનારા નેતાઓની સામે એમનું માની એમ કરવા જનારને થયેલા અનુભવની એક સત્ય પ્રતિષ્ઠિત ઘટનાને આધારે વાર્તાકારની રીતે લખેલી આ કથા શ્રી. પેટલીકરે હળવેકથી ધરી દીધી છે. આ કાજળ-કોટડીમાં હાથ ઘાલવા જેવું નથી એમ બતાવવા નહિ, પણ રણજિત જેવા એકલદોકલ જુવાન નહિ પણ સેંકડો ભાવનાશાળી જુવાનો એમાં પ્રવેશશે તો જ એ કાજળ સાફ કરી શકાશે, એમ સૂચવવા કે કહેવા તેમણે ઇચ્છયું હોય તો સારું. કથાનો વાર્તાસ્વાદ મધ્યમ પ્રકારનો છે. નાયકની પત્નીનું પાત્ર ધ્યાન ખેંચે એવું છે. નારીનું ભાવનારંગ્યું આલેખન કરવાની પેટલીકરની પ્રકૃતિનું એ કામ છે. રિકુ, જમાદાર, ફોજદાર, અભેસંગ ને આદમ જેવા પેંધેલા સિપાઇઓ, ગામના દાદા મોટાભાવા આદિ પાત્રો ને તેમનાં આચરણ વાસ્તવની દુનિયામાંથી જ ઉઠાવાયાં છે.

## સંગમ

[ લે. કિસ્મત કુરેશી અને સાલિક પોપટિયા; પ્ર. મહમદહુસેન ઓસમાણ પોપટિયા, ભાવનગર; મૂલ્ય, બાર આના ]

‘ફાઇલુન મફાઈલુન ફઊલુન ’ (લદાદાદા લદાદાદા લદાદા ) એ વજનનાં ચાર ચરણમાંથી ત્રીજાને પ્રાસમુક્ત રાખી બાકીના ત્રણમાં પ્રાસ આણતી સો ગુજરાતી રુબાઈઓનો આ સંગ્રહ બે ઉત્સાહી મુસલમાન કવિઓનું કર્તૃત્વ સરખે હિસ્સે ધરાવે છે, અને એ રીતે ' સંગમ ' એવું પોતાનું નામ સાર્થ કરે છે. પહેલી પચાસ રુબાઇઓ શ્રી. ' કિસ્મત ' કુરેશીની છે અને બીજી પચાસ ' સાલિક ' પોપટિયાની રચેલી છે. ' કિસ્મત 'ની વધુ સફાઈદાર છે. દરેક રુબાઈ સ્વતંત્ર મુક્તક છે અને એમાં સૂક્ષ્મ ભાવોર્મિ કે વિચારલહરી ફરકાવવાનો કે બોધક શીખ મૂકવાનો બંને કવિઓએ સારો પ્રયત્ન કર્યો છે. ' કિસ્મત ' ફારસી-ઉર્દૂ શબ્દો ઓછા વાપરી શિષ્ટ ગુજરાતી અને સંસ્કૃત શબ્દો વધુ પ્રમાણમાં વાપરી જાણે છે. ' સાલિક 'ની રુબાઇઓમાં ફારસી ને ઉર્દૂ શબ્દો વિશેષ દેખાય છે. રુબાઇનું વજન સરળ ને લોકભોગ્ય થઇ પડે એવું હોઇ ગુજરાતી ભાષાને તે માફક આવે તેવું છે એ આકર્ષક સુઘચિત્ર મુદ્રણ ને ઉઠાવવાળી આ લઘુ પુસ્તિકામાંની રુબાઇઓએ પોતાના દૃષ્ટાન્તથી બતાવી આપ્યું છે.

કે હવે તે તે લેખકોમાં ફરી કદી દેખવા ન મળે. વિજ્ઞાનવિષયક પુસ્તકોને શ્રી ધનજીભાઇએ સારો ન્યાય આપ્યો છે. '૪૬નો આ ગ્રંથસમીક્ષા કુલ ૩૪૦ જેટલાં પુસ્તકોની સમીક્ષા હોવા છતાં વરસનાં બધાં પ્રકાશનોની નહિ પણ સમીક્ષાર્થે મળેલાં પુસ્તકોની જ સમીક્ષા છે. આ એની મર્યાદાને માટે જવાબદાર છે પોતાનાં પુસ્તકો સમીક્ષાર્થે ન મોકલનાર લેખકો પ્રકાશકો. તેઓ ગુજરાત સાહિત્ય સભાની સાહિત્યપ્રીત્યર્થે થતી આ પ્રવૃત્તિનું ખરૂં મૂલ્ય સમજે તો તેની પ્રત્યે આવી ઉપેક્ષાવૃત્તિ નહિ સેવે.

બીજા વિભાગના બે ભાષણોમાં પહેલામાં મરાઠી વિદ્વાન પ્રો. વી બી. આથવલેએ ખગોળશાસ્ત્રના અને અન્ય પુરાવાને આધારે કુરુક્ષેત્રના યુદ્ધનો સમય તિથી વાર ને માસ સાથે નક્કી કરી આપી, બે દ્વારિકા અને પ્રાગ્જ્યોતિષપુરના ભૌગોલિક સ્થાન વિશે પોતાનો મત રજૂ કર્યો છે. બીજું ભાષણ ડૉ. હરિપ્રસાદ દેસાઇનું છે. એમણે અમેરિકન માનસશાસ્ત્રી ડૉ. લિંકના The Return to religion અને The Re-dicovery of Man એ બે પુસ્તકનો સાર રજૂ કરી તે પર પોતાનું થોડુંક ભાષ્ય આપ્યું છે. આત્મવિકાસની સાધનાનો લિંકનો સદેશ આપણને નવો નહિ લાગે, પણ ભારત જે માનતો આવ્યો છે તેને આધુનિક વિજ્ઞાનનો અને માનસવિજ્ઞાનનો ટેકો મળતો જોઇ આપણને આનંદ થશે.

રણજિતરામ ચંદ્રકપ્રદાનના હેવાલમાં ચંદ્રકના પ્રતિગ્રહીતા શ્રી. ડોલરરાય માંકડનું વ્યાખ્યાન ખાસ નોંધપાત્ર છે. શ્રી. માંકડે એમાં ગ્રીક, ચીની, બૌદ્ધ, જૈન તેમજ પૌરાણિક વૈદિક વગેરે અનુશ્રુતિ (Tradition)નું મંડાણ હકીકત ઉપર જ હોય છે એવો પોતનો અભિપ્રાય કહી, દષ્ટાંત લેખે વિક્રમ સંવતની ઐતિહાસિકતા વીગતે સિદ્ધ કરી, અનુશ્રુતિને વિશ્વસનીય માની ચાલવાની અને બીજાં પ્રમાણોવા અન્યથા સાબિત થાય તેટલી જ અનુશ્રુતિ મૂલક વીગતોનું અનૈતિહાસિકત્વ સ્વીકારવાની સૂચના કરી છે.

## ગાંધી દર્શન

[ લે. ભાનુભાઇ પંડ્યા, પ્ર. ફૂલવાડી પ્રકાશન, ખંભાલિયા. પ્રાપ્તિસ્થાન–પ્રફુલ્લ નિવાસ, ઘાટકોપર, મુંબઇ ચાર આના. ]

આ એક ગીતનાટિકા છે. ગાંધીજીને એમના ભારતમાંના કાર્યને લક્ષમાં લઇ લેખકે સાત પાનાંના મર્યાદિત વિસ્તારમાં શક્ય તેવી અંજલિ આપી છે. 'એવો એક નરોત્તમ જાગ્યો' થી શરૂ થતી બાર તેર લીટીઓ તેમજ કોમી વૈમનસ્યે વ્યથિત બનેલા ગાંધીજીના હૈયાની પ્રાર્થનાની લીટીઓ આ કૃતિનો આકર્ષક ભાગ છે.

## ગાંધી કથાગીતો

[ લે ચિમનલાલ પ્રા ભટ્ટ, પ્ર. નગીનભાઇ દ. શાહ, માંડવીની પોળ, અમદાવાદ; મૂલ્ય બાર આના]

વેડછીના સ્વરાજ આશ્રમના ચુનંદા કાર્યકર અને જુગતરામ દવેના સાથી શ્રી. ચીમનલાલ પ્રા. ભટ્ટના લોકહૃદય સુધી પહોંચવાની વિચારોની ને ભાષાની સરળતાવાળાં તેત્રીસ ગીતોના આ સંગ્રહનું નામ 'ગાંધી કથાગીતો' છે, પણ તેમાં ગાંધી કથાગીતો ફક્ત છ જ—'સાચો મોહન', 'બાપુજીના બોલ', 'બાપુ અને બા', 'બાપુની કસોટી', 'કસોટીએ ચઢયા' અને 'માનવપ્રેમી બાપુ' છે. બાકીનાં ગાંધી પ્રશસ્તિનાં, રેંટિયા–તકલીનાં, કસ્તુરબા વિષયક, રાષ્ટ્રીયઝંડાનાં, ભારતની મુક્તિનાં ને બીજા પરચુરણ વિષય પરનાં છે. કથાગીતો ગાંધીજીના જીવનના અમુક પ્રસંગો પર લખાયાં છે એમાં લેખકની ગાંધીભક્તિનું દર્શન સારું થાય છે, તેની ગેયતા પણ સારી છે. પણ, કવિતા તરીકે તેનું મૂલ્ય ઊંચું નથી. 'તારણહાર', 'મુક્તિનો ઉત્સવ', 'રંગ રંગ હિંદ મૈયા', 'ભારત માતની આઝાદી', 'ધન્ય ઘડી આજે', 'મારું નાનકડું ગામ', 'ઝંડાનો જયકાર', 'શ્રમજીવીનું ગીત' સંગ્રહનાં



બીજા કરતાં સારાં ગીતો છે. લેખકને ગેય રચના ફાવે છે એટલી અક્ષરમેળ વૃત્તરચના ફાવતી લાગતી નથી. 'ભગવતી કરતુરબા' કાવ્યમાંના અનુષ્ટુપ ઘણે સ્થળે બરાબર નથી તે એ બતાવે છે.

## કાજળ કોટડી

[ લે. ઇશ્વર પેટલીકર; પ્ર. ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ-૧; મૂલ્ય, સાડાત્રણ રૂપિયા ]

આ કથામાં રજૂ થતી કાજળ કોટડી તે છે પોલિસખાતાની આંતરસૃષ્ટિ. એ રીતે વિષયની દૃષ્ટિએ કથાનું વસ્તુ નવું છે. અને ૧૯૪૨ની 'હિંદ છોડો'ની લડત વેળા ભાંગફોડ-પ્રવૃત્તિમાં સારો ભાગ લેનાર એક યુવક શ્રી રવિશંકર મહારાજના આ કથામાંના પર્યાય કે પ્રતિનિધિ જેવા શ્રી. કિશોરભાઇ દાદાની સલાહ માન્ય કરી પોલિસ ખાતામાં જોડાય છે, પણ સ્વરાજ્યપ્રાપ્તિ પછી પણ જૂની રીતે જ ચાલતા અને બહુ ન સુધરેલા પોલિસતંત્રે એને સુધારવા આવતા આ ભાવનાશાળી ભણેલા યુવકનો તાપ ન જીરવી શકતાં એને આ ક્ષેત્ર કેમ છંડાવી દીધું, તેની આ કથા માંડીને વાત કરે છે. ભણેલા યુવાનો ખોટી શરમ મૂકી પોલીસખાતામાં જોડાય તો એ ખાતું સુધરે અને પ્રજાની ઉમદા સેવા પણ થાય એમ કહેનારા નેતાઓની સામે એમનું માની એમ કરવા જનારને થયેલા અનુભવની એક સત્ય પ્રતિષ્ઠિત ઘટનાને આધારે વાર્તાકારની રીતે લખેલી આ કથા શ્રી. પેટલીકરે હળવેકથી ધરી દીધી છે. આ કાજળ-કોટડીમાં હાથ ઘાલવા જેવું નથી એમ બતાવવા નહિ, પણ રઘુજિત જેવા એકલદોકલ જુવાન નહિ પણ સેંકડો ભાવનાશાળી જુવાનો એમાં પ્રવેશશે તો જ એ કાજળ સાફ કરી શકાશે, એમ સૂચવવા કે કહેવા તેમણે ઇચ્છયું હોય તો સારું. કથાનો વાર્તાસ્વાદ મધ્યમ પ્રકારનો છે. નાયકની પત્નીનું પાત્ર ધ્યાન ખેંચે એવું છે. નારીનું ભાવનારંગ્યું આલેખન કરવાની પેટલીકરની પ્રકૃતિનું એ કામ છે. રિફ્રુગ, જમાદાર, ફોજદાર, અભેસંગ ને આદમ જેવા પેધેલા સિપાઇઓ, ગામના દાદા મોટાભાવા આદિ પાત્રો ને તેમનાં આચરણ વાસ્તવની દુનિયામાંથી જ ઉઠાવાયાં છે.

## સંગમ

[ લે. કિસ્મત કુરેશી અને સાલિક પોપટિયા; પ્ર. મહમદહુસેન ઓસમાણ પોપટિયા, ભાવનગર; મૂલ્ય, બાર આના ]

'આ ફાઅલુન મફાઈલુન ફઊલુન' (લદાદાદા લદાદાદા લદાદા) એ વઝનનાં ચાર ચરણમાંથી ત્રીજાને પ્રાસમુક્ત રાખી બાકીના ત્રણમાં પ્રાસ આણતી સો ગુજરાતી રુબાઈઓનો આ સંગ્રહ બે ઉત્સાહી મુસલમાન કવિઓનું કર્તૃત્વ સરખે હિસ્સે ધરાવે છે, અને એ રીતે 'સંગમ' એવું પોતાનું નામ સાર્થ કરે છે. પહેલી પચાસ રુબાઇઓ શ્રી. 'કિસ્મત' કુરેશીની છે અને બીજી પચાસ 'સાલિક' પોપટિયાની રચેલી છે. 'કિસ્મત'ની વધુ સફાઈદાર છે. દરેક રુબાઈ સ્વતંત્ર મુક્તક છે અને એમાં મૃદુ ભાવોર્મિ કે વિચારલહરી ફરકાવવાનો કે બોધક શીખ મૂકવાનો બંને કવિઓએ સારો પ્રયત્ન કર્યો છે. 'કિસ્મત' ફારસી-ઉર્દૂ શબ્દો ઓછા વાપરી શિષ્ટ ગુજરાતી અને સંસ્કૃત શબ્દો વધુ પ્રમાણમાં વાપરી જાણે છે. 'સાલિક'ની રુબાઇઓમાં ફારસી ને ઉર્દૂ શબ્દો વિશેષ દેખાય છે. રુબાઈનું વઝન સરળ ને લોકભોગ્ય થઇ પડે એવું હોઇ ગુજરાતી ભાષાને તે માફક આવે તેવું છે એ આકર્ષક મુખચિત્ર મુદ્રણ ને ઉઠાવવાળી આ લઘુ પુસ્તિકામાંની રુબાઇઓએ પોતાના દૃષ્ટાન્તથી બતાવી આપ્યું છે.

# વૈતરણીને તીરે

લેખક
'વનફૂલ'



અનુવાદક
રમણિક મેઘાણી

કિંમત સવા બે રૂપિયા



**આ** વાર્તાનો કથા પ્રદેશ ને પ્રકાર આપણે ત્યાં ખેડાએલા સાહિત્યમાં જરા જુદો તરી આવશે. મૂળ લેખક શ્રી વનફૂલ ધંધે દાક્તર છે. આ કૃતિમાં એમણે પોતાના દાક્તરી જીવનના અનુભવોને શબ્દદેહ આપેલ છે. અહીં, આ વાર્તામાં વિશેષ કરીને મૃત્યુ પછીના જીવનને, જીવનને પેલે પારથી આવતી મૃત્યુ પામેલાઓની વાણીને —એમની વેદનાને અને વ્યથાને, એમનાં સુખ દુઃખને, એમના એકરારને અને એમના આત્માને લેખક વાચા આપે છે.

મૃત્યુ પછીના જીવન વિષે આપણા સાહિત્યમાં કેટલું ખેડાણ થયું છે એની ખબર નથી. પરંતુ 'વૈતરણી તીરે' એવા સાહિત્યમાં એક ગણનાપાત્ર કૃતિ થશે એવી શ્રદ્ધા છે. અહીં રજુ થતાં શબ્દશિલ્પમાં આત્મનિરીક્ષણયુક્ત સમાજદર્શન દેખા દે છે. આ દર્શન જેટલું વેધક છે એટલું જ સહૃદય પણ છે અને લેખકનું સામર્થ્ય પણ એમાં જ રહ્યું છે.

આવી આ નવતર ને પ્રાણભરી કથાને ગુજરાત આવકારશે એવી શ્રદ્ધા છે.

ભારતી સાહિત્ય સંઘ લિ. · ફરનાન્ડીઝ પુલ નીચે · અમદાવાદ-૧

